# હઝરત પીરાને પીર

(૬૯૦)

# નું જીવનચરિત્ર.



નિઝામુદ્દીન [illegible]

. અલ્લાહો અકબર .

# હઝરત પીરાનેપીર દસ્તગીર

નું

# જીવન ચરિત્ર

---


લખનાર અને પ્રકાશક

**નિઝામુદ્દીન એ કુરેશી**

પાચપટી, અમદાવાદ.



આવૃત્તિ ૧ લી                 પ્રત ૧૦૦૦

સને ૧૯૨૪                 હિજરી ૧૩૪૩

કીમત ૧ રૂપીઓ ✳ ✳ આફ્રીકા ખાતે શી ૨

સાઉથ આફ્રીકાના સોલ એજન્ટ

ધી [illegible] વર્કસ

૧૩૭ ગ્રે સ્ટ્રીટ ડરબન ( નાટાલ )



અમદાવાદ પાનકોરનાકે આવેલા

ધી 'મનહર' પ્રીન્ટીંગ પ્રેસ

મા માનાભાઈ ગણપતરામે છાપ્યું

બરમાના સોલ એજન્ટ

એમ એચ અલ્લુ

૩૭૧, સુરતી બી બજાર રંગુન

અર્પણ પત્રિકા



હું
મારૂં
આ પુસ્તક
આફ્રીકા નિવાસી
પણ હાલ જન્નત વાસી
મરહુમો મગફુર જનાબ
યુસુફ અહમદજી મુલ્લા સાહેબ
ની રૂહને તેમની મઝહબી તથા
કવમી અસંખ્ય સેવાઓની
યાદમા અર્પણ કરતા
આનંદ
માનુ
છુ
અલ્લાહ તઆલા એમને બુઝુર્ગાને
દીનના સદકામા સદાને માટે
જન્નતે મોઅલ્લામાં
રાખે. આમીન.

નિઝામુદદીન કુરેશી.

૭૮૬

# પ્રસ્તાવના.

મારા મિત્ર જનાબ નિઝામુદ્દીન કુરેશી સાહેબ સાથે મિત્રાચારીનો સબંધ જોડાયાને લાંબો સમય થયો નથી એટલામાં તો તેમનો પત્ર મળ્યો કે મારે આ પુસ્તકની પ્રસ્તાવના લખવી એ પ્રમાણે એક મહાન પવિત્ર આત્મા હઝરત પીરાનેપીર દસ્તગીર કદ૦ ના બોધ દાયક જીવન ચરિત્રના પુસ્તક સાથે તેને નામેલ કરી મને આભારી કર્યો તે માટે હું એમનો ખરો અંતઃકરણ પુર્વક આભારી થયો છું

જગત કર્તાએ વિશ્વમાં ૧૮૦૦૦ જાતીના જીવોને હસ્તીમા આણ્યા છે તેમા આદમ જાતને અશરફુલ મખલુકાતનો દરજ્જો બક્ષી સર્વથી મોટો દરજ્જો આપ્યો છે અને તેઓ કને પોતાની ઓળખાણ કરાવવા માટે બુદ્ધી (અકકલ) આપી સત્ય, અસત્ય સારૂં અને નરસુ પારખતા તથા પોતાના પયદા કરનારને ઓળખતા કર્યા, આટલુ કરવા છતા મનુષ્યો ઉપર પોતાનો ઉપકાર ઓછો હોય તે પ્રમાણે ગણી સુમાર્ગ બતાવવા માટે પોતાના પ્રતિનીધીઓ મોકલ્યા અને તે પાક આત્માઓ મારફતે મનુષ્યોને સારે રસ્તે દોરવ્યા એ પ્રતિનીધી પણાનુ છેલ્લા પ્રાતનીધી હઝરત મોહમ્મદ મુસ્તુફા (સલ૦) ને વિશ્વમા મોકલી અંત આણ્યો છે એ પ્રમાણે જગત

કર્તાએ પોતાના સાચા ધર્મનો પ્રચાર કરવા માટે જરાયે ઓછુ કર્યુ નથી

પ્રતિનીધીઓનો અંત આવી ગયો તે ઉપરથી ખુદા તઆલાએ પોતાના રહેમો કરમ ઓછો કર્યો નથી તે આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તેણે પોતાના છેલ્લા પ્રતિનીધી હઝરત મોહમ્મદ મુસ્તુફા (સલ૦) ની મુબારક જીભે કહેવડાવ્યુ છે કે – ' બેશક ખુદાએ પાક હરએક સદીની શરૂઆતમા આ ઉમ્મતના માટે એક મનુષ્યને ઉભો કરશે જે દીને ઇસ્લામને તાજો કરશે આ અમર વાણી પ્રમાણે હઝરત પીરાને પીર દસ્તગીર રહે૦ સાહેબે જાહેરી અને બાતેની ઇલમમા પુરા પ્રવીણ થઇ દુનિયાના મનુષ્યોને બોધ આપવાનુ શુભ કાર્ય સને ૫૨૧ હિજરીમા શરૂ કર્યુ ખરેખર એ સદીની શરૂઆતજ ગણી શકાય અને એઓજ દીનને તાજો કરનારા ઠરી શકે છે હઝરત પીરાનેપીર દસ્તગીર રહે૦ નુ જીવન ડાઘ વિનાનુ છે અને એ પાક વ્યકતીના સબંધમા આજ સુધી બે મત પડયાજ નથી એવા મહાન પુરૂષના જીવન ચરિત્રની ગુજરાતી આલમને અતિ જરૂર હતી તે આ પુસ્તક દરેક રીતે પુરી પાડશે એવી સંપુર્ણ ખાત્રી રહે છે

આ જીવન ચરિત્રના વાચનથી મનુષ્યના ભ્રમીત મન ઉપર ભારે અસર થાય છે અને ગુજરાતી સાહિત્યમા ઇસ્લામની પવિત્ર વ્યકતીઓના જીવન ચરિત્રો ઘણાજ ઓછા

છે તેથી આ પુસ્તક બેશક આવકારદાયક ગણાશે વળી શુદ્ધી સંગઠન વિગેરે ચળવળોમાં અટકાયત રૂપ થઈ પડે એવું આ પુસ્તક છે કારણ કે જેઓને ઇસ્લામનું પુરૂ જ્ઞાન નથી તેઓ થોડી મહેનતે ઇસ્લામની કેટલીક ખુબીઓ આ પુસ્તકના વાચનથી જાણી શકે છે તેથી આ પુસ્તકનો બહોળો પ્રચાર કરવા ઇસ્લામી આલમને નમ્ર ભલામણ કરૂ છુ

ગુજરાતમાં ઘણે ઠેકાણે અવલીયા અલ્લાહોની દરગાહો ઉપર અને અન્ય ઠેકાણે પીરો અને પીરઝાદાઓ જોવામાં આવે છે તેઓમાં મશાયખ પણાની કેટની લાયકાત છે તે આવા જીવન ચરિત્રોના વાચનથી સરખામણી કરી શકાય છે આજકાલ ઘણે ભાગે વંશ પરંપરાની જાગીર પ્રમાણે પીરી વારસ કરી બેઠેલાઓ પ્રજા ઉપર ખોટા દોર દમામથી કામ લઈ પોતાનો સ્વાર્થ સાધે છે અને ઘટે ચોક અણ ઘટતા કામો કરી પોતાના મુરીદો પાસે તેવા કામો કરાવી તેનેજ મુક્તિનો સુમાર્ગ તરીકે ઓળખાવે છે ! ! ! ખરા પીરો મશાયખોની અછતના કારણે આપણામાં ફિરકાબંદી અને ફિસાદ બરપા થઇ ગયો છે એ કોણ ના પાડી શકે એમ છે એવી સ્થિતિમાં આવા મહાન પુરૂષના જીવન ચરિત્રથી શું શીખવાનું મળે છે તે વિસ્તાર અહીં લખવા કરતા વાચક વર્ગને તે લક્ષ પુર્વક વાચવા ભલામણ કરૂ છુ

થોડુ ભણેલા ઇસ્લામીઓ પણ સહેલાઇથી સમજી શકે એટલા માટે પુસ્તકની ભાષા ઘણીજ સરલ રાખવામાં આવી

છે અને એવીજ ભાષાની જરૂર પણ છે તેથી હુ ગુજરાતી ના દરેક ઇસલામી લેખકને ઇસલામી ધાર્મિક સાહિત્ય સરલ ભાષામા લખવાની ભલામણ કરૂ છુ

છેવટે હુ દુઆ કરૂ છુ કે હઝરત પીરાનેપીર દસ્તગીર (ર૰) ના જીવન ચરિત્રમા રહેલા રહસ્યને અનુસરી ઇસલામીઓ બોધ લે અને તેમના અકાયદ ઉપર ચાલી પાક પરવરદિગારની રહેમીયત હાસલ કરે આમીન

| | |
|---|---|
| ૧૯–૧૦–૨૪ | કમતરીન |
| સઇયદ પુરા **સુરત** | **ઇબ્રાહીમ અહમદ જીવા** |



# સાંકળીયું

૭૮૬

# હઝરત પીરાનેપીર દસ્તગીરનું જીવન ચરિત્ર.

## પ્રકરણ ૧ લું

### જન્મ અને નસબ.

**હઝરતનો જન્મ**

હઝરત પીરાનેપીર દસ્તગીર શેખ મહયદ અબદુલ કાદિર જીલાની કદ્દસના પોત્ર કાઝીઉલ કઝાત અબી નસર સાલેહ આપના જન્મ વિષે એવુ વર્ણન કરે છે કે સને ૪૭૦ હિજરીમા આપનો જન્મ થયો હતો અને તેને કુતુબુદીન ડાનેની પણ ટેકો આપે છે પરંતુ ખરી રીતે જોતા આપના જન્મની અસલ તારીખ અને વરસમા મતભેદ છે એ વાતના ટેકામા આપના પુત્ર હઝરત અબદુર્રઝાક

રહે૦ વર્ણન કરે છે કે – ' મે એક દીવસ મારા બુઝર્ગ વાલિદ સાહેબને તેમની જન્મ ભૂમિ અને જન્મ તારીખ વિષે સવાલ કર્યો તો તેઓએ જવાબ આપ્યો કે મને એ બાબત ઠીક યાદ નથી પરન્તુ એટલુ યાદ છે કે જે સાલમા તમીમી ગુજર્યા તેજ વરસમા હુ બગદાદ નગીક આવ્યો હતો અને તે સમયે મારી વય અઢાર વરસની હતી અને તમીમી સને ૪૮૮ મા ગુજર્યા હતા

તાહફ્એ કાદરીયા હયાતે જાવેદાની હરમે આઝમ અને બીજા કેટલાક પુસ્તકોમા એવુ લખેલુ છે કે જ્યારે આપના માત પિતા છેક વૃદ્ધવસ્થાએ પહોચ્યા અને સતાન પ્રાપ્તીથી તદન નિરાશ થઇ ગયા ત્યારે આપનો મુબારક જન્મ થયો અને મહીનો રમઝાનુલ મુબારકનો હતો અબુલફઝલ એહમદ બિન સાલેહ હમ્બલીના કહેવા ઉપર આધાર રાખવામા આવે તો જણાય છે કે આપનો જન્મ સને ૪૭૧ હિજરીમા થયો હતો આ સઘળી બીના ઉપર ધ્યાન આપતા જણાઇ આવે છે કે આપની જન્મ તારીખમા મતભેદ પડેલો છે

અલ્લામા શેખ શમ્સુદ્દીન બિન નાસેરૂદ્દીન મોહદદિસ દમિશ્કી ફરમાવે છે કે – " આપનો મુબારક

જન્મ સને ૪૭૦ હિજરીમા ગીલાન નામના ગામમા થયો છે કેટલાક લોકો આપની જન્મભૂમીને જીલ, કીલ અને ગીલ પણ કહે છે ઇબ્ને હાજ નામના શાયરના આધારે હાફિઝ અબદુલ્લાહ મોહમ્મદ રહે૦ આ જગ્યાનુ નામ 'કાલ' બતાવે છે કારણ કે ઇબ્ને હાજ નામના શાયરે પણ પોતાના કેટલાક શેરોમા 'જીલ' ને "કાલ" કહીને લખ્યુ છે આ જગ્યા કાફિર શાહેરની આસપાસના પ્રગણાઓમા એક કસ્બા છે

ઉપર જણાવ્યા પ્રમાણે અબુલ ફઝલ એહમદ બિન સાલેહ હમ્બલીના કહેવા ઉપરથી હાફિઝ મુહિબુદ્દીન મોહમ્મદ બિન નજ્જાર પણ પોતે લખેલા ઇતિહાસના પુસ્તકમા એમ જણાવે છે કે — હઝરત શેખ સઇયદ અબદુલ કાદિર જીલાની રહે૦નો મુબારક જન્મ સને ૪૭૧ હિજરીમા થયો છે અને આ બાબતને અબુ અબદુલ્લાહ મોહમ્મદ ઝહેબી પણ ટેકો આપે છે

'ગવઝુઝ ઝાહિર" ના કર્તાએ હઝરતનુ જીવન ચરિત્ર લખતા એવુ જાહેર કર્યુ છે કે — આપ 'જીલ' નામના ગામમા જન્મ્યા છે જેને કીલ' અને 'કીલાન' પણ કહે છે '

"બેહજતુલ અસરાર" ના કર્તાએ શેખ અબુલ

ફઝલ અહમદ શાહેબના મતના આધારે જણાવ્યુ છે કે– 'હઝરતનો જન્મ સને ૪૭૧ હિજરીમા નયક નામની જગ્યાએ થયો છે આ જગ્યા જીલાનને લગતા ગામોમા એક કસ્બો છે અને જીલાન તિબ્રીસ્તાનની પાસે એક નાહનુ પ્રગણુ છે

**હઝરતના વાલિદ સાહેબ.**

હાફિઝ ઝહબી અને હાફિઝ રજબના લખાણથી જણાય છે કે હઝરત પીરાને પીર રહે૦ ના પુજ્ય પિતાનુ મુબારક નામ હઝરત અબુ સાલેહ જંગી દોસ્ત હતુ એવુ જણાય છે કે જંગી દોસ્ત એમના લકબ હશે જેનો અર્થ લડાઈથી પ્રીતી રાખનારો થાય છે હઝરતના વાલિદ સાહેબ લડાઈ અને હથીયારોના શોખીન હતા જેથી "જંગી દોસ્ત" ના લકબથી આપ ઓળખાયા છે

**હઝરતની વાલિદા સાહેબા.**

આપના પુજ્ય અમ્મા સાહેબાનુ નામ ફાતિમા અને લકબ ઉમ્મુલ ખયર અને ઉમ્મતુલ જબ્બાર હતુ તેઓ સંપુર્ણ પતિવ્રતા શરમાળ અને ભલા બાનુ હતા તેમના પિતાનુ નામ અબદુલ્લાહ અસ્સામઈ અઝઝાહિદલ હુસેની હતુ

**હઝરતના નાના સાહેબ.**

હઝરત પીરાનેપીર રહી૦ ના મમાવા હઝરત અબદુલ્લાહ મોમઇ સાહેબ જીલાનના મશાયખ અને આગેવાન શહેરી હતા તેઓ મોટા પરહેઝગાર અને ઇબાદત ગુઝાર બુઝુર્ગ હતા તેમણે અજમના મોટા મોટા મશાયખોની મુલાકાત લીધી હતી જો કે આપ વૃદ્ધ અને એકવડા શરીરના હતા છતા રાતની વેળાએ સેંકડો નમાઝો પઢતા હતા અને રાત દીવસ ખુદા તઆલાના ઝીકર અઝકારમા લીન રહેતા હતા ગમે તેવા નીચા દરજ્જાના માણસથી પણ માયાળુ પણે મળતા હતા પોતાના અતરની સ્થીતી કોઇને પણ કહેતા ન હોતા અને સુખ તથા દુખમા દરેક રીતે પુરા સતોષી રહેતા હતા અને પોતાના અમુલ્ય વખતની એક પળ પણ નકામી જવા દેતા નહોતા

જોકે તેઓ તદન સાદા અને નમ્ર સ્વભાવના હતા છતા સાધારણ રીતે શેહેરના લોકોથી લઇને ચોર, લુટારા તથા ધાડ પાડુઓના મનમા આપની સારી પેઠે ધાક બેનસી હતી આ વાતના ટેકામા અબુ અબદુલ્લા મોહમ્મદ કઝવીની લખે છે કે—'એક દીવસે તેમના કેટલાક મિત્રો એક કાફલાની સાથે વેપારનો માલ લઇને સમ-

રની તરફ જતા હતા રસ્તામા એક જગલ આવ્યુ (જે જીલાનથી થોડીજ દુર હતુ) ત્યા તેમના ઉપર કેટલાક લુટારાઓ તુટી પડયા એટલે કાફલા વાલાઓએ ઘભરાઇને હઝરત શેખ અબદુલ્લાહ સોમઇનુ મુબારક નામ પોકાર્યું નામ પોકારવુ હતુ જ કે તરત હઝરત અબદુલ્લાહ સોમઇ પરવર દિગારના પવિત્ર નામોનુ રટણ કરતા કાફલાની વચે ઉભેલા જણાયા પરવરદિગારના પવિત્ર નામોના પ્રતાપે અને તે નામો પઢવાની અનુપમ છટાના કારણે તેમજ તેમના સોભાદાર ચહેરાના દબદબાના સબબે લુટારાઓ અજાઇ ગયા અને બધા ત્યાથી ચાલતા થયા કેટલાક પહાડોમા સતાયા અને કેટલાક જગલમા ન્હાસી ગયા આવી રીતે કાફલાવાળાઓ અને હઝરત અબદુલ્લાહના મિત્રો લુટારાઓના ત્રાસથી બચી જવા પામ્યા ”

અલ કુત્બો રબ્બાની વલ ફર્દ અઝ જામે ઉસ્મદાની સઇયદના હઝરત શેખ

**હઝરતનો નસબ** અબદુલ કાદિર જીલાની કદ૦ મહાન અવલીયાઓના પેશવા ગણાએલા છે અને ઇસ્લામી દુનિયામા દરેક શહેર અને દરેક દેશમા તેમનો ચલાવેલો પ્રખ્યાત “કાદિરી’ સિલસિલો હજુ પણ જારી છે જે લોકો આપના

ઉપદેશ પ્રમાણે ચાલે છે તેઓ ખરેખર દીની અને દુનિયાવી ફાયદા પ્રાપ્ત કરે છે આપનો મુબારક લકબ મુહઉચુદીન અને કુન્નીયત અબુ મોહમ્મદ તથા આપનુ મુબારક નામ અબદુલ કાદિર છે આપનુ પેઢીનામુ નીચે પ્રમાણે છે –

શેખ મુહઉચુદીન અબુ મોહમ્મદ અબદુલ કાદિર જીલાની બિન શેખ અલી સાલેહ મુસા, બિન અબી અબદુલ્લા, બિન યહયા ઝાહિદ બિન મોહમ્મદ. બિન દાઉદ, બિન મુસા સાની બિન અબદુલ્લાહ સાની બિન મુસા અલજુન, બિન અબદુલ્લાહ મેહેઝ બિન હસન મુસન્ના. બિન હસન. બિન અલી, બિન અબી-તાલિબ, બિન અબદુલ મુત્તલિબ બિન હાશમ, બિન અબદેમનાફ બિન કુસ્સા, બિન કુલાબ, બિન મરરાહ, બિન કઅબ, બિન લોવઇયા, બિન ગાલિબ. બિન ફેહેર, બિન માલિક, બિન નઝર કિનાના, બિન હઝીયા, બિન મદરકા, બિન યાસ, બિન મુઝિર, બિન નઝર, બિન મેહઝબ, બિન અદનાન અલ કુરયશી અલ હાશમી અલ અલવી અલ હસની અલ જેલી અલ હમ્બલી

--∞-∞--

## પ્રકરણ ૨જું

### તાઅલીમ.

હઝરત પીરાનેપીર કદ૦ની શરૂઆતની તાઅલીમ વિષે ઉપલા પુસ્તકોના આધારે માત્ર એટલુજ જણાય છે કે આપ બગદાદ શરીફ પહોંચ્યા તે પહેલા ભારે સુખ અને આરામમા ઉછર્યા હતા અઢાર વરસ સુધી આપ પોતાની જન્મ ભુમી જીલાનમાજ રહ્યા અને ત્યા જ શરૂઆતની તાઅલીમ લીધી આપના માનવતા પિતા અને નાના સાહેબ બને શહેરના સભવિત બુઝુર્ગોમા હોવાથી તેમજ "પુત્રના લક્ષણ પારણામાથી પરખાય" એ કહેવત અનુસાર જ્યારે તેઓ મદ્રેસામા ભણવા જતા ત્યારે બધા તાલિબ ઇલ્મો-વિદ્યાર્થીઓ પોતપોતાની જગ્યાથી ઉભા થઇ આપને માન આપતા હતા

એવુ જણાય છે કે આપના અમા સાહેબા આપને પોતાની પાસેજ રાખી ઘર સસારના કામમા નાખવા ચાહતા હતા કેમકે આપ અઢાર વરસના થયા તે પહેલા આપના બુઝુર્ગ પિતા સ્વર્ગવાસી થઇ ચુકયા હતા

પરંતુ આપને ઇલ્મ હાંસલ કરવા અને ખુદાઇ જ્ઞાન મેળવવાનો એટલો બધો શોખ હતો કે આપે ઘણી જ આજીજી તથા આગ્રહ કરી અમા સાહેબાને રજા આપવા માટે રાજી કરી લીધા આપે આપના અમા સાહેબાને વિવેક અને અતી નમ્રતાથી સમજાવી દીધુ કે—" સંસારની જાળમા પડવાનુ મારા ભાગ્યમા નથી મને ઇલ્મ રૂપી સંપતી મેળવવાનો બેહદ શોખ છે માટે આપ મહેરબાની અને કૃપા કરીને દુઆ સાથે જવાની આજ્ઞા આપો " આવા લાડકવાયા સપુતના વિયોગને માતાની મમતા શી રીતે સહન કરી શકે? પણ હઝરત પીરાનેપીર કદ૦નો આગ્રહ અને ઇલ્મ તરફની આપની અચળ પ્રીતી જોઇને છેવટે તેઓ રાજી થયા અને બગદાદ જવાની રજા આપી જતી વખતે આપના પિતાના વારસામાથી એંસી દીનાર લીધા અને તેમાથી ચાલીસ દિનાર આપના ભાઇ માટે રાખ્યા અને ચાલીસ દિનાર આપના ઝભ્ભાની બગલમાં સીવી આપ્યા અને કોઈ કાળે પણ ' જુઠ "ન બોલવાની વસીઅત કરી પ્રતિજ્ઞા લીધી આ હકીકત શેખ અબુ અબદુલ્લાહ મોહમ્મદે પોતે હઝરત પીરાનેપીર કદ૦થી સાભળેલી છે હઝરત પીરાનેપીર કદ૦ એ એવુ પણ ફરમાવ્યુ છે કે—" જ્યારે મારી અમા સાહેબા

મને વિદાય કરવા માટે ઘરના બારણા આગળ આવ્યા ત્યારે તેમણે કહ્યુ કે "પરવર દિગારની ખાતર હુ તમારી સાથેનો મારો સબધ છુટો કરૂ છુ હવે કયામત સુધી હુ તમારો ચહેરો નહી જોઇ શકુ" હઝરતની અમાના વચનો પુરા થયા કેમકે હઝરતના બગદાદ શરીફ જવા પછી અમા સાહેબાની વફાત થઇ ગઇ અને આ જીદગીમા ફરી મુલાકાત ન થઇ

**મુસાફરીમાં અજબ બનાવ**

હઝરત પીરાનેપીર કદ્દસ પોતાની બગદાદની મુસાફરી વિષે લખતા આ પ્રમાણે ફરમાવે છે કે – "હુ એક કાફલા સાથે બગદાદ જવા વિદાય થયો જ્યારે અમે હમદાન મુકીને આગળ વધ્યા તો સાઠ લુટારૂઓએ અમને ઘેરી લીધા બીજા મુસાફરોની પાસે જે માલ મિલકત હતી તેની લુટારૂઓ તપાસ કરવા લાગ્યા પરતુ મારી તરફ કોઇએ નજર પણ નાખી નહી એટલામા એક લુટારાએ મારી પાસે આવીને પુછયુ – "એ ફકીર! તારી પાસે પણ કાંઇ છે?" મે તેને જવાબ આપ્યો – "હા, ચાલીસ દિનાર છે" તેણે અજબ થઇને પુછયુ – "કયા છે?" મે જવાબમા જણાવ્યુ –

"મારા ઝભ્ભાની બગલમા શીવેલા છે" લુટારૂ મારા ખરા બોલવાને ગમુજ અને મશકરી સમજ્યો તેથી તેણે મને મુકી દીધો થોડીક વારે બીજો લુટારૂ આવ્યો અને તેણે પણ પહેલાની પેઠે સવાલ કર્યો મે તેજ પ્રમાણે જવાબ આપ્યો એટલે તે બને લુટારૂ એકઠા થઈને પોતાના સરદારની પાસે ગયા અને મે જે કાઈ કહ્યુ હતુ તે તેને જાહેર કર્યુ એટલે તે સરદારે મને પોતાની પાસે બોલાવ્યો બધા લુટારૂઓએ કાફલાનો લુટેલો માલ એક ટેકરા ઉપર એકઠો કર્યો હતો અને તેઓ તે માલની વહેચણી કરી રહ્યા હતા ત્યા મને લઈ જવામા આવ્યો એટલે લુટારૂઓના સરદારે મને પુછ્યુ- "તારી પાસે શુ છે?" મે જવાબ આપ્યો- ચાલીસ દિનાર તેણે પુછ્યુ- "ક્યા છે?" મે જણાવ્યુ- "મારા ઝભ્ભાની બગલમા શીવેલા છે" આ સાભળી તેણે મારો ઝભ્ભો ફાડવાનો હુકમ કર્યો અને જે કાઈ મે કહ્યુ હતુ તે શીવણમાથી નીકળ્યુ એટલે તેને ભારે નવાઈ લાગી જેથી તેણે પુછ્યુ- "અમારા જેવા લુટારૂઓ આગળ ખુલ્લા દિલથી તે તારી પુજી જાહેર કરવાની કેમ હિમ્મત કરી?" મે જવાબ આપ્યો- 'રવાનગી વખતે મારી અમ્મા સાહેબાએ જુઠુ નહી બોલવાની પ્રતિજ્ઞા લીધેલી

હોવાથી મે તેમનુ ફરમાન તોડવાની હિમ્મત કરી નહી ' આ સાભળી તે લુટારૂઓના સરદારના મન ઉપર એટલી બધી અસર થઇ કે તે રડી પડતા બોલ્યો – " એક તુ છે કે પોતાની માનુ ફરમાન તોડ તો નથી અને એક હુ છુ કે વરસોથી પરવર દિગારના ફરમાન તોડુ છુ ' આ પછી તેણે પોતે કરેલા ગુનાહોની બસ દિલથી તવબા કરી જે જોઇને તેના સાથીઓએ પણ કહ્યુ – ' લુટફાટમા અને ગુનાહોના કામમા તુ અમારો સરદાર હતો તો હવે તવબામા પણ તુ અમારો સરદાર થા " ટુકામા એટલુજ કે તે લોકોએ પોતાના નીચ અને કરપીણ ધધાથી તવબા કરી અને કાફલા વાળાઓનો લુટેલો માલ દરેકને પાછો આપ્યો, મારી જીદગીમા સઉથી પહેલા આ લુટારૂઓના ટોળાએ મારા હાથ ઉપર તવબા કરી અને રાહે રાસ્ત પર આવ્યા '

**બગદાદમાં પધરામણી.** બગદાદ પહોચ્યા પહેલા આપે કેટલાક દીવસ સુધી દજલા નદીના કીનારે મુકામ રાખ્યો અને પાક પરવર દિગારની અનુપમ કુદરતનો અભ્યાસ કરતા રહ્યા જ્યારે અહી

ફુરસત મળી તો આપ શહેરમા ગયા તે દીવસે સખત વરસાદ પડયો હતો આપ સીધા શેખ હમ્માદ બિન મુસલિમની ખાનકાહમા ગયા ખાનકાહમા આપ એવા સમયે પહોંચ્યા કે ત્યાના શેખે નોકર પાસે બધા દીવા હોલવી ખાનકાહના દરવાજા બંદ કરાવી દીધા હતા જેથી આપે આખી રાત દરવાજા બહાર જ પસાર કરી અને ત્યા આપને ઉંઘ પણ આવી ગઇ સવારે બારણા ઉઘડયુ તો આપ અંદર પધાર્યા શેખ સાહેબે આપને જોઇ ઉભા થઇને માન આપ્યુ હાથ મેળવ્યા અને છાતી સરસા ચાપ્યા તે બાદ આખમા આસુ લાવી બોલ્યા - 'બેટા અબદુલ કાદિર! આજે જે દવલત અમારા હાથમા છે તે કાલે તમારા હાથમા આવશે માટે તમે તેની સાથે ઇનસાફ કરજો '

આપની બગદાદમા પધરામણી થઇ તે પ્રસંગે બેહજતુલ અસરારના કર્તા શેખ અબુલ હસન અલી બિન યુસુફ બિન જરીર અશ્શાફીલ લખમીએ આવકાર આપનાર કસીદો લખ્યો છે ખરેખર હજરતની બગ-દાદમા પધરામણી ખુદાની રહેમતજ લેખાવી જોઇએ આગળ અમે જે લખનાર છીએ તે ઉપરથી જણાઇ આવશે કે આપના મુબારક કદમના પ્રતાપે

દુનિયાને કેટલો બધો લાભ થયો હતો હવે મજકુર કસીદાના અરબી અશઆરોનો ગુજરાતી તરજુમો આપીએ છીએ જે ઉપરથી શેખ અબુલ હસનના ઉભરાઓનો કંઇક ખિયાલ આવી શકશે –

'આપને આવકાર આપવા માટે રેહમતના વાદળાઓએ ઇરાકને લીલુછમ બનાવ્યુ જેથી ગુમરાહી દુર થઇ ગઇ અને હિદાયત જાહેર થઇ'

"ત્યાના લાકડા સુગંધીમય બન્યા અને જંગલ બરકતથી ભરપુર

'ત્યાના કાંકરા મોતી બન્યા અને પાણી મધ સમાન થયુ'

'ઇરાકનુ અંતર આપના પ્રેમથી અને નજદના દિલ આપની ભલાઇઓથી ભરપુર થઇ ગયા

"પુર્વમા આપના હિદાયતના પ્રકાશથી વિજળી ચમકવા લાગી અને પશ્ચિમમા આપના વર્ણનથી ગાજવિજ થવા લાગી'

આપ સારી પેઠે સમજતા હતા કે ઇલ્મ પ્રાપ્તી દરેક મુસલમાન ઉપર ફરઝ છે

**આપના ઉસ્તાદો.** એટલુજ નહી પણ તે રૂહાની બીમારીના માટે અકસીર ઇલાજ અને પરહેઝગારો માટે ગીઝા તથા મજ-

ભુત માર્ગ છે અને આસ્થા દ્રઢ કરવા માટે ઉત્તમ સાધન છે ખુદા પરસ્તી અને પરહેઝગારીમા એનાથી મોટો દરજ્જો હાસલ થાય છે તથા દુનિયાદારીની મોટાઈઓમા પણ એ બધાથી ઉચુ માન ગણાય છે તથા નેક લોકો માટે પણ તે એક શણગારસમાન છે મતલબ કે આ સૌથી ઉત્તમ નેઅમત હાસલ કરવા સારૂ આપે પુરે પુરી કોશિશ કરી અને તેના મુખ્ય સિદ્ધાંતો તથા બીજી બારીકીઓ નજીક અને દુરના પ્રખ્યાત આલિમો, મશાયખો તથા ઇમામોની પાસેથી સાહા મહેનત અને જા ફેશાનીથી પ્રાપ્ત કરી

બગદાદમા પધાર્યા પહેલા જ કુરાને મજીદ આપે મોઢે કરી લીધુ હતુ બગદાદમા પધાર્યા તે વેળા આપની વય ૧૮ વરસની અને હિજરી સને ૪૮૮ ની સાલ હતી તે સમયના રીવાજ પ્રમાણે સઉથી પહેલા આપે "ફિકેહ" નુ જ્ઞાન લેવા માડયુ અને લાબા સમય સુધી અબુલ વફા અલી બિન અકીલ હમ્બલી, અબુલ ખત્તાબ મેહફુલ અલ કલુઝાનીલ હમ્બલી, અબુલ હસન મોહમ્મદ બિન કાઝી અબુલ અલી રહે૦, મોહમ્મદ બિનલ હુસેન બિન મોહમ્મદ કરાઅલ હમ્બલી, કાઝી અબુ સઇદ અથવા કેટલાકના કહેવા

પ્રમાણે અબુ સઇદ અલ મુઆઝ બિન અલી અલ મેહરૂમી વીગેરે કેટલાક આલેમો પાસેથી 'ફિકેહ 'નુ શિક્ષણ લીધુ હતુ

ઇલ્મે અદબ એટલે સાહિત્યમા અબુ ઝકરિયા બિન યહયા બિન અલી અતતબરેઝી ખિતાક હતા અને ઇલ્મે હદીસનુ નામાકિત મશાયખો તથા આલેમોથી શિક્ષણ લીધુ જેમકે મોહમ્મદ બિનુલ હસન અલ બાકલાની રહે૦ અબુ સઈદ મોહમ્મદ બિન અબદુલ કરીમ બિન ખશીશા રહે૦, અબુલ ગનાયમ મોહમ્મદ બિન મોહ-મ્મદ અલી બિન મયમુલ કરસી રહે૦ અબુ બકર એહમદ બિન અલ મુઝફ્ફર રહે૦ અબુ જઅફર બિન અહમદ બિનુલ હુસયન અલ કારીસ સિરાજ રહે૦, અબુલ કાસમ અલી બિન અહમદ બનાનઅલ કરખી રહે૦, અબુતાલિબ અબદુલ કાદિર બિન મોહમ્મદ યુસુફ, અબદુર રહેમાન બિન અહમદ અબુલ બરકાત હયબતુલ્લાહ બિનુલ મુબારક રહે૦, અબુલ ઇઝ મોહ મ્મદ બિનુલ મુખતાર રહે૦ અબુ નસર મોહમ્મદ રહે૦, અબુ ગાલિબ અહમદ રહે૦, અબુ અબદુલ્લા અવલાદે અલીન નબા રહે૦ અબુલ હસન બિનુલ મુબારક બિન અતતુયુરી રહે૦ અબુ મનસુર અબદુર

રહેમાન અલ કઝાઝ રહે૦ અબુલ બરકાત તલહતલ આકુલી રહે૦ અને બીજા મશાયખો જેમના નામ લંબાણ થવાના ભયથી લખવાનુ માંડી વાળવામા આવે છે

આપ લાંબા સમય સુધી અબુલ ખયર હમ્માદ બિન મુસલિમ બિન કુવ્વતુદ દવાસની સેવામા હાજર રહ્યા અને એમના મુબારક હાથ ઉપર બયઅત કરી તરીકત તથા ઇલમે અદબનુ જ્ઞાન લીધુ

આગળ જણાવ્યા પ્રમાણે હઝરતને ઇલમ પ્રાપ્તીનો ભારે શોખ હતો અને એ શોખના લીધેજ આપ જન્મ ભૂમી જીલાનથી બગદાદમા તશરીફ લાવ્યા હતા અહીં આપ લાંબા સમય સુધી ઉપર લખેલા શિક્ષકો પાસેથી ઇલ્મનો ખઝાનો જમે કરતા રહ્યા અને પોતાના મગજને અમુલ્ય દીની ઇલ્મથી ભરપુર કર્યો ફિકેહ, હદીસ અને દીની ઇલ્મમા પુરી પ્રવીણતા પ્રાપ્ત કરી લીધી અને પોતાના જોડીદારોમા આગેવાન દરજ્જો હાસલ કર્યો ટુંકમા એટલુજ કે સને પ૨૧ હિજરીમા મીમબર ઉપર પધારી લોકોને વઅઝ સંભળાવવાના કામમા મસગુલ થયા જેથી અરબના બધા નામાંકિત આલિમો આપના વચનો અને શિક્ષણથી લાભ મેળવવા માટે આવવા લાગ્યા

આપના પિતાનો સ્વર્ગવાસ થઇ ચુકયો હતો માત્ર અમા માહિબા જીવતા હતા જેમની પાસેથી માત્ર ચાલીસ દિનાર લઇને આપ ઇલ્મ હાસલ કરવા સારૂ બગદાદ આવ્યા હતા તાલેબ ઇલ્મીના સમયમા ગરીબી અને મુફલીસીના કારણે આપને ભારે દુખો વેઠવા પડયા હતા પણ આ અલ્લાહના મિત્ર અને વ્હાલાએ ભુખમરો વેઠીને પણ ઇલ્મ જેવી અમુલ્ય દવલત એકઠી કરવામા કોઇ વાતની કચાશ રાખી નહી

**ઇલ્મ પ્રાપ્તીમાં મુશકેલીઓ.**

તાલિબ ઇલ્મીના ઝમાનામા જ્યારે ભુખથી બેચેન થઇ જતા તો ભોય ઉપર સુઇ જતા અને કુરાને મજીદની "ફ ઇન્ના મઅલ ઉસરે યુસરન ઇન્ન મઅલ ઉસરે યુસરન" પઢતા એટલે બેશક દરેક સખતાઇની સાથે આસાની અને બેશક દરેક આસાનીની સાથે સખતી છે" આપે ફરમાવ્યુ છે કે – "હુ મશાયખો અને ઉસ્તાદો પાસે ઇલ્મ હાસલ કરતો હતો તે સમયે સબક લઇને જગલની તરફ નીકળી જતો બગદાદમા ન રહેતા વેરાન વગડા અને ઉજડ સ્થળોમા રાત દીવસ પસાર કરતો. તે સમયે

હુ મુફનો ઝભ્ભો પહેરતા હતા અને માથા ઉપર એક નાનો નરમો અમ્મામો બાંધતા હતા ઉઘાડા પગે કાટા અને વગર કાટાવાળી જગ્યાએ ફરતા હતા કાહુનુ શાક અને દજલા નદીના કિનારે ઉગતી લીલોતરી ખાઈને પેટ ભરતા હતા ’

**બગદાદમા દુકાળ.**

બગદાદમા દુકાળ પડયો તે વેળાએ હઝરતને ભારે દુખ વેઠવુ પડયુ હતુ કેમકે આપની પાસે પૈસા નહોતા અને દુકાળ પડે એવા સમયે મુસ્લિમ માણસની કેવી સ્થીતી થવી જોઈએ તે લગાર વિચાર કરવાથી સ્હેજે સમજી શકાય છે ઘણી વખતે અન્ન વગર રહેતા હતા પરંતુ કોઈની પાસે સવાલ કરતા નહોતા હા, જો કોઈ પોતાની મેળે આપને કાંઈ ખાવાની વસ્તુ આપતો તો આપ લઈ લેતા પણ કદાપી કોઈની પાસે માગતા નહોતા જેમકે દુકાળના સમયના એક બનાવનુ તેઓએ પોતે નીચે પ્રમાણે વર્ણન કર્યુ છે --

એક વેળાએ ફરતા ફરતા હુ બગદાદના પ્રખ્યાત બજાર “ સાકર રિહાનીન ’ ની મસજીદ પાસે પહોચ્યો તે વેળા મને સખત ભુખ લાગી હતી અને તે એટલે

હરજે કે હુ ભારે નિર્બળ અને કમજોર થઈ ગયો હતો, તેથી થાકીને મસજીદમા ગયો અને ખુણામા બેઠો તે સમયે મારી સ્થીતી ઘણીજ બગબ હતી મોત નજરે પડતુ હતુ એટલામા એક ઇરાની જુવાન રોટલા અને ભુજેલા ગોશ્ત સાથે મસજીદમા આવ્યો અને ખાવા લાગ્યો મને તે વખતે સખત ભુખ હતી અને તેથી મારી એવી સ્થીતી થઇ રહી હતી કે જ્યારે તે ખાવા માટે કોળીયુ લેતો ત્યારે હુ મારૂ મોહુ ખોલી દેતો હતો થોડીવારમા મને મારી સ્થીતીનુ ભાન થયુ એટલે મે મારા નફસને સખત ઠપકો આપ્યો અને સમજાવવા લાગ્યો કે આટલી અધીરાઈ શામાટે કરે છે ખુદા પોતે અહી મવજુદ છે અને એક દીવસ મરવાનુ પણ જરૂરી છે એટલામા તે ઇરાનીએ મારી તરફ જોયુ અને ખાવાની સલાહ કરતા કહ્યુ —" ભાઈ તમે પણ આવો અને ખાવામા શરીક થાઓ " મે તેની વાતનો સ્વીકાર કર્યા અને તેની સાથે ખાવા બેસી ગયો બેચાર કોળીયા મે લીધા હશે કે તેણે હુ કોણ છુ અને અહી શુ કરૂ છુ તે મને સવાલ કર્યો એટલે મે જણાવ્યુ —" હુ જીલાનને રહીશ છુ અને તાઅલીમ અર્થે અહી

આવ્યો છુ " પેલા ડંગનીએ આ સાભળી કહ્યુ – ' હુ પોતે પણ જીલાનનો રહેવાશી છુ અને જીલાનના રહીશ અબદુલ કાદિર નામના જુવાનની શોધમા છુ આપ તેને ઓળખો છો ? " મે જવાબ આપ્યો – ' જીલાનનો રહીશ અબદુલ કાદિર તો હુ પોતે છુ ' આ સાભળી તે જુવાન બેચેન થઇને બોલ્યો – 'ભાઈ ! ખુદાના સોગદ ખાઇને કહુ છુ કે આજે ત્રણ દીવસથી હુ તમારી શોધમા હતો જ્યારે હુ બગદાદમા આવ્યો ત્યારે મારી પાસે માગ પોતાના પસા હતા પણ તમારી શોધ કરતા તે બધા ખતમ થઈ ગય જેથી ત્રણ દીવસ થયા હુ ખાવાની કોઈ પણ તજવીજ કરી શકયો નહી જ્યારે મે જોયુ કે આજે ત્રીજો ફાકો છે અને ઉપર સાપરી ત્રણ ફાકા થતા શરીઅતે મુરદાર ખાવાની રજા આપેલી છે તેથી મે આજે તમારી અમાનતમાથી એક વખતના ખાવાના પસા કાઢી ખાણુ વેચાતુ લીધુ હવે આપ ખુશી સાથે આ ખાણુ જમો કેમકે આ ખાણુ તમારૂજ છે અને હુ આપનો મહેમાન છુ ' મે પેસા બાબતનો ખુલાસો કરવા જણાવ્યુ એટલે તે બોલ્યો –" આપની અમ્મા સાહિબાએ મારી સાથે આપને આઠ દિનાર મોકલ્યા છે

મે આ બાણુ તે દિનારમાથી લીધુ છે જેથી મે અમાનતમા જે ખયાનત કરી છે તેની માફી ચાહુ છુ ' મે જવાબ આપ્યો – ' આ કાંઈ ખયાનત નથી ' તે બાદ મે તેને દિલાસો આપ્યો અને જે બાણુ વધ્યુ હતુ તે તથા થોડીક રોકડ રકમ પણ તેને આપી, જેનો સ્વીકાર કરી તે વિદાય થઈ ગયો



## પ્રકરણ ૩ જું



### મુસાફરી અને ઇબાદત.



તાલીમ ઇલ્મી અને વઅઝ શરૂ કરવાના સમય દરમીયાન હઝરતે પોતાની જીંદગીનો મોટો ભાગ મુજાહિદા, મુસાફરી, ઇબાદત અને રિયાઝતમા ગાળ્યો હતો

**રિયાઝત અને મુજાહિદા.**

જેમકે શેખ અબદુલ્લા સલમી જણાવે છે કે હઝરતે પોતાના સબધમા ફરમાવ્યુ છે કે – ' મારા ઉપર ગમે તેવુ સકટ આવતુ પણ તેને હુ સહન કરી લેતો હતો અને મારા નફસને ભારેમા ભારે રિયાઝતો તથા મુજાહિદામા નાખતો હતો હુ વન વગડામા જતો અને ઘુમરાણ મચાવતો તો લોકો મને દીવાનો તથા પાગલ સમજીને દવાખાનામા લઇ જતા ”

શેખ અબુ સઉદ અલ હરમયની જણાવે છે કે – "હઝરત શેખ અબદુલ કાદિર

**ઇરાકમાં મુસાફરી.**

જીલાની રહે૦ એ ફરમાવ્યુ છે કે – 'હુ પચીસ વરસ સુધી ઇરાકના વનવગડાઓમા એકલો ફરતો રહ્યા" આ વાતને 'કલાયદુલ જવાહિર' ના કર્તા તથા "તોહફએ કાદરિયા" ના કર્તા મવલાના શાહ અબુલ મઆલી ટેકો આપે છે શેખ અબુલ હસન જણાવે છે કે હઝરતે ફરમાવ્યુ છે કે – "હુ પચીસ વરસ સુધી ઇરાકના વગડાઓમા એકલો ફરતો રહ્યા છુ" તે સમયે તેઓ નમાઝ અને ઇબાદત તથા કુરાને મજીદની તિલાવતમા લીન રહેતા હતા ઉંઘ ઘણીજ થોડીજ લેતા અને નિરંતર પરવરદિગારની ઇચ્છાને આધીન રહી ચાલતા દુનિયાની ઇચ્છાઓ જુદા જુદા સ્વરૂપોમા તેમની અતર ચક્ષુઓ આગળ આવતી અને તેમને પોતાની તરફ ખેચવાની કાશિશ કરતી પણ તેઓ પરવરદિગારની ઇબાદતમા એટલે દરજે દ્રઢ અને અડગ હતા કે દુનિયાવી ઇચ્છાઓ લેશ પણ ડગાવી શકતી નહી તેઓ દર વખતે પોતાના પેદા કરનારની યાદમા રહેતા તેમના મનમા જાતજાતની શકાઓ જન્મ પામતી અને જો તેમની જગ્યાએ કોઇ

સાધારણ હસ્તી હોતતો ક્યારનીએ ડગી જાત પણ હઝરત પોતાના મન પર પુરેપુરો કાબુ ધરાવતા હતા તેથી કોઇ પણ વાતથી ડગ્યા નહી અને ખુદાની ઇબાદતમા મશગુલ રહી તેનો ઉત્તમ સ્વાદ ચાખતા બેશક, આ સ્વાદ એવો મીઠો હોય છે કે જેને એક વખતે એનો ચસ્કો લાગ્યો તેનુ મન પછી બીજી કોઇ પણ વસ્તુ તરફ ખેચાતુ નથી

આપે પોતાના મન ઉપર કાબુ મેળવવા રિયાઝત અને મુજાહિદાના જુદા જુદા રસ્તા ગ્રહણ કર્યા હતા. જેના ઉપર લાબા સમય સુધી અડગતાથી કાયમ રહ્યા વરસો સુધી શહેરની ઉજડ અને વેરાન જગ્યાઓમા ફરીને આપ જુદી જુદી જાતની રિયાઝત તથા મહેનત કરતા કેટલીક વખતે તો માત્ર ફળપાન ઉપર ગુજારો કરી લેતા દુનિયાની તમામ જજાળોથી અલગા થવા અને સાચુ સુખ પ્રાપ્ત કરવા બગદાદના કરખ નામના મહેલ્લાના ઉજડ અને ભયભિત ઘરોમાં રહીને તેમણે મુશકેલ અને અસહ્ય ઇબાદતો કરી હતી

લોકો પોતાને માટે કેવા વિચારો ધરાવે છે તેની આપને લગારે પરવા નહોતી કોઇ આપને દીવાનો

કહેતો, કોઇ મજનુના નામે બોલાવતા અને કોઇ પાગલ કરી પોકારતો, પણ આપના મન ઉપર લેશ માત્ર પણ અસર થતી નહોતી સારાંશ કે જે કાંઇ તકલીફ, દુખ અને મુશ્કેલી આવતા તે આસાનીથી સહન કરતા અને પોતાના નફસને બે કાબુ થવા દેતા નહી દુનિયાવી દોર દમામ અને જાહોજલાલી આપને છેવટ સુધી પોતાની તરફ ખેંચી શક્યા નહી

મવલાના શાહ અબુલમઆલી સાહેબના કહેવા પ્રમાણે ઘણી વખતે આપને ઉંઘ બહુજ પજવતી અને આપનુ મન પણ આરામ લેવાને લલચાતુ અને કહેતુ કે —

ચે શવદ ગર દમે ન્યામ કુની
બાઝ બા તાઝગી કયામ કુની

મ્હેજ વાર આરામ લેવાથી શુ બગડી જવાનુ છે તેનાથી ખુદાની ઇબાદત પાછી તાઝગીની સાથે થઇ શકશે

આ શેર કોઇ બોલતુ હોય એવા કાનો આગળ ભણકારા થતા પણ આપ કુરાન શરીફની તિલાવતમા એવા લીન રહેતા કે તે તરફ લગારે ધ્યાન આપતા

નહી ઉંઘ વારવાર રૂપ ધારણ કરીને આવતી પણ આપ તેને કહેતા કે –

મન બગર બાગ મી અદમ બ ગઝબ
રફએ ગરતી બ ઓન હઝરત રબ

એટલે હું તને ગુસ્સામા ધુતકારતો અને કહેતો કે પરવરદિગારના તુફેલથી દુર થઈજા

શેખ ઉમર લખે છે કે – ' મે હઝરત પીરાનેપીર રદીoથી સાભળ્યુ છે કે –

**અદભુત બનાવો.** "જ્યારે આપ ઇરાકની મુસાફ-રીમા હતા ત્યારે કેટલાક અદભુત બનાવો આપના જોવામા આવ્યા તે વખતે આપને પોતાના શરીરનુ પણ મુદલ ભાન રહેતુ નહી કેટલીક વખતે આપ દોડતા અને આપને ખબર પણ પડતી નહી એવી સ્થીતીમા આપ ઘણે દુર નીકળી જતા અને જ્યારે આપને હોશ આવતુ ત્યારે નવાઈ ઉપજતી કે આટલે દુર કેવી રીતે આવ્યો ? આપના મનમા શયતાન જાતજાતની શકાઓ પેદા કરતો અને કોઈ કોઇ વખતે તો દુનિયાની મોહજાળ આપની આગળ પાથરતો પણ આપ તે તરફ લગાર પણ ધ્યાન આપતા નહી

એક સમયે આપે પોતાના મનની હાલત તપાસી તો આપને જણાયુ કે તેમા હજી વિકાર અને ઈચ્છાઓ બાકી છે તેથી તેને દુર કરવા સારૂ આપે એક વરસ પુરેપુરી કાળજી રાખી જેથી સઘળા મનોવિકાર અને વાન્છનાઓનો નાશ થઈ ગયો

તે પછી આપે તવક્કુલ, શુક્ર, તૃપતતા અને અંતરજ્ઞાન તરફ લક્ષ દોડાવ્યુ કેમકે સુલુક તથા તરીકતવાળાઓ માટે એ અગત્યની વસ્તુઓ છે આપે તેમા મહેનત કરી પણ જે વસ્તુની શોધ હતી તે મળી નહી ફરી આપે યોગ ધારણ કર્યો જેથી ભારે રૂહાની ઈજ્જત અને સાચી તૃપત્તા તથા અનલ સ્વતંત્રતા આપને યોગમાથી જ પ્રાપ્ત થયા. એ રીતે આપે પોતાની હસ્તીને તિલાજલી આપી તો સર્વસ્વ મળી ગયુ આવી સ્થીતીથી આપની કાયા પલટાઈ અને આપ ઉચા દરજ્જા ઉપર પહોચ્યા

**ચોરો ભયભિત થયા.**

શેખ અબદુલ્લા જબાઈ કહે છે કે— ' હઝરત પીરાનેપીર દસ્તગીર રહે૦એ મને એક દીવસે કહ્યુ કે એક વખત રાતે મારી સ્થીતી જુદીજ થઇ ગઇ અને મે મોટેથી બુમરાણ

કર્યું, જેથી ચોર લોકો ગભરાઈ ગયા. તેઓ સમજ્યા કે પકડવા માટે પોલીસ આવી પહોચી તેથી તેઓ તપાસ કરવા આવ્યા અને જ્યારે મને ભોય ઉપર પડેલો જોયો ત્યારે મારી પાસે આવીને બોલ્યા –' અરે આતો અબદુલ કાદિર ગીલાની છે. ભલા માણસે અમને નકામા ઘભરાવી મુકયા.

સલુકના માર્ગમા આપને જે રૂહાની મુશકેલીઓ આવતી તેને દુર કરવા સારૂ વખતો વખત શેખ હમ્માદની સેવામા હાજર થતા એટલે

**બયઅત.**

તેઓ ગુચવણ ભરેલા સવાલોનો ઉકેલ કરી આપતા છેવટે આવી રીતે જવા આવવાના પરિણામે શેખ હમ્માદના હાથ ઉપર આપે બયઅત કરી લીધી. જાણે આપે તેમને પોતાના રૂહાની પેશવા એટલે પીરો મુરશદ તરીકે સ્વીકારી લીધા.

--❧-❧--

# પ્રકરણ ૪ થું

## વઅઝ, શિક્ષક અને મુક્તી.

હઝરત પીરાને પીર દસ્તગીર કદ૦ સને ૫૨૧ હિજરીમા જાહેરી અને બાતેની ઉલુમમા પુરા પ્રવીણ થઈ ગયા અને બધા દરજા પસાર કરી મીમબર ઉપર બેઠા અને લોકોને વઅઝ નસીહત કરવા તથા દીની તથા દુનિયાવી ઉલુમનુ શિક્ષણ આપવા લાગ્યા

આપની વઅઝની મજલીસમા ધીમે ધીમે એટલા મોટા પ્રમાણમા લોકો ભાગ લેવા લાગ્યા કે મદ્રેસામા બેસવા અને ઉભા રહેવાની જગ્યા મળતી નહોતી તેથી લોકો મદરેસાની પાસે સડક ઉપર બેસતા જ્યારે લોકોને આવી રીતે તકલીફ થતી જોઈ ત્યારે મદરેસાના આસપાસના મકાનોને તોડી મદરેસામા શામેલ કરી દેવામા આવ્યા આ સવાબના કામમા શહેરના અમીર ઉમરાવો અને દવલતમદોએ પુરા પ્રમાણમા નાણાની મદદ આપી અને ફકીરો તથા દુરવેશોએ મહેનત મજુરી કરી આ ઈમારતનુ બાધકામ પુરૂ કર્યુ મદ-

રેસાની જગ્યાને વિશાળ કરવા તરફ લોકોની કેટલી બધી લાગણી હતી તે નીચલા બનાવ ઉપરથી સ્હેજે સમજી શકાશે

એક ગરીબ બાનુ પોતાના કડીયા કામ કરનાર ધણીને સાથે લઇ જનાબ પીગને પીર સાહેબની સેવામા હાજર થઇ અને અરજ કરવા લાગી કે –
" આ મારો ધણી છે તેની પાસે મારી મહેરના વીસ દિનાર લહેણા છે તેમાની અર્ધી રકમ એટલે દસ દિનાર હુ આ શરત સાથે માફ કરૂ છુ કે બાકીની અર્ધી રકમના બદલામા તે આપના મદરેસામા મજુરી કરે " પેલા કડીયાએ પોતાની પત્નિની આ શરત મજુર કરી લીધી એટલે તે બાનુએ પોતાની મેહેરની રકમ વસુલ થયાની રસીદ લખીને હઝરતના હાથમા આપી અને તેનો ધણી મદરેસાની ઇમારતમા કડીયા કામ કરવા લાગ્યો આપે જોયુ કે આ માણસ તદન ગરીબ છે તેથી તેને એક દીવસની મજુરી આપતા અને એક દીવસની ન આપતા જયારે આ માણસ પાચ દિનારની મજુરી કરી ચુકયો ત્યારે આપે મહેર વસુલ થયાની રસીદ કાઢીને આપી અને ફરમાવ્યુ –" મે બાકીની પાચ દિનારની રકમ માફ કરી દીધી "

સને ૫૨૮ હિજરીમા આ મદરેસા એક વિશાળ ઇમારતના રૂપમા તૈયાર થઇ ગયો અને તે આપના નામથી ઓળખાવા લાગ્યો આપે વઅઝ કરવાનુ, શિક્ષણ આપવાનુ અને ફતવા લખવાનુ કામ ભારે ઉત્સાહ પુર્વક મહેનત અને જાંફેશાનીથી શરૂ કર્યું દુર દુરાઝથી લોકો આપની પાસે એકઠા થઇ ગયા મોટા મોટા આલિમો અને પરહેઝગારોનુ મોટુ મંડળ આપની પાસે રહેવા લાગ્યુ આ લોકો આપની પાસેથી જ્ઞાન મેળવી પોત પોતાના શહેરોમા જતા અને ત્યાના લોકોને જ્ઞાન રૂપી અમૃતનુ પાન કરાવતા જેથી થોડાજ સમયમા આખા દુનિયા દેશમા આપના મુરી-દોના પ્રસાર થઇ ગયો

મુરીદ શબ્દથી ખિરકા પહેરવા અને પહેરાવવાનો બનાવ યાદ આવી ગયો હઝ-

**ખિરકો પહેરવો.**

રતે ખિરકા પહેર્યો તે બનાવને પહેલા લખવા જોઇતા હતો પણ કાંઇ નહી અહી લખવામા આવશે તોએ ચાલશે આપે કાઝી અબુ સઇદ અલ મુબારક અલ મોહરૂમી રહે૦ ના હાથે ખિરકો પહેર્યો હતો તેઓએ શેખ અબુલ હસન અલી બિન મોહમ્મદ અલ કરશીથી,

તેઓએ અબુલ ફરહ અલ તરતુસીથી, તેઓએ શેખ અબુલ કાસમ જુનેદ બગદાદીથી, તેઓએ પોતાના મામા સરી સકતીથી, તેમણે શેખ માઅરૂફ કરખીથી, તેમણે દાઉદ તાઈથી, તેમણે સઇયદ હબીબ અજમીથી, તેમણે હઝરત હસન બસરીથી, તેમણે હઝરત અલી કર૦ થી કલાઇદુલ જવાહિરમા ઉપલો સીલસિલો જનાબ સરવરે કાયનાત સલ૦, જીબરઈલ અને પાક પરવરદિગાર સુધી પહોચાડવામા આવ્યો છે

ફરી મજકુર પુસ્તકમા એમ પણ લખેલુ છે કે કાઝી અબુ સઈદે જણાવ્યુ છે કે એક બીજાથી તબરરૂક હાસલ કરવા સારૂ મે શેખ અબદુલ કાદિરને અને તેમણે મને ખિરકો પહેરાવ્યો છે એમ પણ લખવામા આવ્યુ છે કે હઝરતે તસવ્વુફનુ શિક્ષણ શેખ અબુ યઅકુબ યુસુફ બિન અયુબ અલ હમદાની અઝ ઝાહિરથી પ્રાપ્ત કર્યુ છે

આપના શિક્ષણ અને વઅઝે લોકોના મન ઉપર જુદી જુદી અસર કરી જેમકે

**લોકોનો ચાહ.** કોઈ આપને ગુલ બયાનીન કહેતો અને કોઈ આપને ઇમામુલ ફરીકેનનો લકબ આપતો અને કોઇ આપને

કુસસિરાજેન વલ મિનહાજેન નામથી બોલાવતો ટુંકમા એટલુજ કે આપના સદાચાર વિચાર અને ઉત્તમ રહેણી કરણી તથા પરહેઝગારીના લીધે ટુંક મુદતમાજ આપે લોકોનો ભારે ચાહ મેળવી લીધો ઘણા આલેમો અને પરહેઝગારોએ આપથી ફેઝ હાસલ કર્યો અને દુનિયાના મોટા ભાગે આપથી ઈલમ પ્રાપ્તી કરી એવા લોકોની ગણત્રી થઈ શકતી નથી

**વઅઝ અને નસીહત**

મોટા અને નામાકિત બુઝુર્ગોની રીવાયતોથી સાબિત થાય છે કે વઅઝ અને નસીહત કરવામા આપ અસાધારણ શક્તિ ધરાવતા હતા લોકોને પોતાની તરફ ખેચવા અને તેમના અંતર અસરકારક બનાવવા તથા મઝહબી આજ્ઞાઓ સદાના માટે જીગરમા કોતરાઈ રહે એવી રીતે વિવેચન કરવા એ આપનોજ હિસ્સો હતો બોલવાની મીઠાશ અને અસરકારક વાકયો ઉચારવામા આપની જોડી નહોતી આ કારણોના લીધેજ આપના વઅઝ અને શિક્ષણનો દુનિયાએ તરતજ સ્વીકાર કરી લીધો

"કલાઇદુલ જવાહિર"મા લખ્યુ છે, તેમા ઇબ્રાહીમ બિન સાઅદુદ્દીન રહે૦ જણાવે છે કે —"અમારા

પીર હઝરત શેખ અબ્દુલ કાદિર રહે૦ ઉલમાનો લિબાસ પહેરતા, તખત ઉપર બેસીને વિવેચન કરતા. આપ મોટેથી અને જલદી બોલતા હતા જ્યારે આપ વિવેચન કરતા તો લોકો તેને ધ્યાન પુર્વક સાભળતા અને જ્યારે આપ કોઈ વાતનો હુકમ આપતા તો લોકો તરતજ બજાવી લાવતા જ્યારે કોઇ સખત દિલનો માણસ આપના દર્શન કરતો તો તે રહેમ દિલ-દયાળુ બની જતો'

હાફિઝ ઇમાદુદીન ઇબ્ને કસીર પોતાની તવારીખમા લખે છે કે –"મહઇયુદીન શેખ અબદુલ કાદિર બિન અબી સાલેહ અબુ મોહમ્મદ અલ હમ્બલી રહે૦ જ્યારે બગદાદમા પધાર્યા તો આપે ત્યા પહોચીને હદીસનુ જ્ઞાન પ્રાપ્ત કર્યુ અને તેમા કમાલ હાસલ કીધુ ઇબ્ને કસીર કહે છે કે ફિકેહ, હદીસ, હકાયક અને વઅઝ ગોઇમા આપ એકકા હતા ભલાઇની વાતો બતાવવા અને ખરાબ વાતોથી રોકવા સિવાય બીજી કોઇ બાબત વિષે આપ બોલતા નહોતા ખલીફા, પ્રધાનો, અમીરો અને સુલતાનો તથા બીજા બધા લોકોને મજલિસોના મિમબર ઉપર ચઢીને રૂબરૂ ભલી વાતો બતાવતા અને બુરાઈથી તેમને

રોકતા જો કોઇ જુલમીને હાકિમ બનાવતો તો આપ તેને મનાઇ કરતા હુકમા ખુદાના માર્ગમા ડગલુ આગળ ભરવા, લોકોને ભલી વાતો બતાવવા, બુરી વાતોથી રોકવામા આપને કોઇની બીક તથા કોઇની પણ શરમ નહોતી આપ બહુ મોટા ઝાહિદ અને પરહેઝગાર હતા આપ આગેવાન મશાયખ અને સાદાત હતા ”

મજકુર કિતાબમા એક બીજી વાત પણ નજરે પડે છે એટલે આપની મજલીસમા આવનાર દરેકને એમજ લાગતુ કે આપની નજરમા આ મજલીસમા મારા કરતા બીજા કોઇનુ વધારે માન નથી જાણે તેઓ વાતચીત અને વઅઝ તથા વિવેચન વખતે દરેક માણસની તરફ એવી રીતે લક્ષ આપતા કે ખાસ કરી ત એમજ સમજતો કે આ બધુ મનેજ કહી રહ્યા છે જે લોકો આપની પાસેથી દુર થતા તો તેમની સ્થીતી વિષે વખતો વખત પુછતા તેમને યાદ રાખતા અને ભુલતા નહી

‘ કલાઇદુલ જવાહીર ’ ના કર્તાના લખાણુથી જણાય છે કે હઝરતના દીકરા

**વઅઝની મુદત** હઝરત અબદુલ વહ્હાબ સાહેબે ફરમાવ્યુ છે કે –“મારા

પિતાશ્રી અઠવાડીઆમા ત્રણ વખત વઅઝ ફરમાવતા હતા મદરિઆમા બે વખત, એટલે જુમ્માની સવારે અને મગલની રાતે અને પોતાના મેહમાન ખાનામા બુધવારની સવારે આપની વઅઝની મજલીસમા ઉલુમા, ફુકુહા અને મશાયખ વીગેરે મોટી સખ્યામા હાજર થતા હતા આપે ચાલીસ વરસ વઅઝ અને નસીહતમા ગાળયા છે સને પર૧ હિજરીથી સને ૫૬૧ સુધી વઅઝની મુદત ગણાય છે” આ વાતને “તોહફએ કાદિરિયા” પણ ટેકો આપે છે

હઝરત પીરાને પીર જો કે બહુ મોટા આલિમ હાફિઝ અને રૂહાની ભેદોના

**આપનું એક સ્વપનું** પુરેપુરા જાણકાર હતા છતા પણ અજમના રહીશ હોવાના

કારણે અરબી ભાષામા અરબ દેશમા વઅઝ કેહવાથી સ્હેજ અચકાતા હતા આપ આ મહત્વના સવાલ ઉપર વિચાર કરતા હતા એટલામા એક સ્વપનુ જોયુ જેથી આપની ચિતા દુર થઇ ગઈ અને આપે મજબુત ઇરાદો કરી અરબીમા વઅઝ શરૂ કરી દીધો

“તોહફએ કાદિરિયા”ના કર્તા શેખ ઉમર કિમીયા અને ઉમર બઝઝાઝ આપના સાહિબઝાદા શેખ અબદુર

રઝાક અને અબદુલ વહાબની તેમજ ' કલાઈદુલ જવા-હિર ' કિતાબમા શેખ અબદુલ્લાહ જબાઈની રીવાયતથી આપનુ એક સ્વપનુ આ પ્રમાણે વર્ણવે છે કે – " હઝરત ગવસુલ આઝમ પીરાનેપીર દસ્તગીર ફરમાવે કે મે એક દિવસ ઝોહોરના વખત હઝરત રસુલે અકરમ સલ૦ને સ્વપનામા જોયા, આપે મને ફરમાવ્યુ કે –' તુ વઅઝ અને નસીહત કેમ નથી કરતો ? ' મે અરઝ કરી કે " આ મારા હાદી ! હુ અજમમા પેદા થએલો છુ બગદાદના અરબી વકતાઓની સામે કેવી રીતે મારી જીભ બોલુ ? ' આ ઉપરથી આપે મને મોઢુ ખોલવાનુ ફરમાવ્યુ મે મારૂ મોઢુ ખોલ્યુ એટલે હઝરત પયગમબર સલ૦એ સાત વખત પોતાના મોઢામાનો લુઆબ તેમા નાખ્યો અને પછી હુકમ આપ્યો કે –" જાવ બેધડક વઅઝ અને નસીહત કરો " ઝોહોરની નમાઝ પછી મે જોયુ કે વઅઝ સાભળનાર લોકો મોટી સખ્યામા જમા થયા છે તેથી હુ લગાર અચકાયો તે પછી મે સ્વપનામા હઝરત અલી કર૦ને જોયા આપે પણ મને મોઢુ બોલવાનો હુકમ કર્યો મે મારૂ મોઢુ ખોલ્યુ તો આપે પોતાના મોઢાનો લુઆબ છ વખત નાખ્યો મે અરઝ કરી – " આપ સાત વખત કેમ નાખતા

નથી' આના જવાબમા આપે ફરમાવ્યુ - "હઝરત રસુલે કરીમ સલ૦નો અદબ રાખવો જોઇએ" તે પછી આપ મારાથી પોશીદા થઈ ગયા મે આ ઉપર ધ્યાન પુર્વક વિચાર ચલાવ્યો તે પછી મારા મનમા તરેહવાર જાતની ઉમદા નસીહતો અને શીખામણો તથા જુદી જુદી જાતના મસઅલાઓનો જાણે એક ભડાર ભરાયલો જણાયો, તે સાથે જ મારા મુખમાથી શબ્દોચ્ચાર થવા લાગ્યા એક વખત જયા રોકાણ દુર થઈ તો મારી વાણીની મીઠાશ, બોલવાની છટા અને અસરકારક વક્તા શક્તિથી બગદાદના તમામ વક્તાઓ તથા આલિમો દગ થઇ ગયા અને પાસે તેમજ દુરના ઘણા લોકો મારો વઅઝ સાભળવા તથા રૂહાની ફયઝ હાસલ કરવા આવવા લાગ્યા"

વિલાયતની ગાદી ઉપર બિરાજમાન થનાર વલી માટે બાર સદગુણો જરૂરી છે "કલાઇદુલ જવાહિર" મા લખ્યુ છે કે - "આપ ફરમાવતા કે જયા સુધી માણસમા બાર સદગુણો ન હોય ત્યા સુધી મસનદે વિલાયત-વિલાયતની ગાદી ઉપર બેસવુ તેના માટે કોઇબી રીતે લાયક નથી આ બાર સદગુણો આ પ્રમાણે છે પહેલા બે સદગુણો આ છે કે એબ પોશી કરવી અને

દયાભાવ રાખવો, આ સદગુણો પરવરદિગારથી શીખવાના છે બીજા બે સદગુણો જનાબ સરવરે કાયનાત હઝરત રસુલે અકરમ સલ૦થી શીખે જે મહેરબાની અને ભાઇચારો છે બે સદગુણો હઝરત અબુબકર સિદ્દીકથી શીખવા જોઈએ જે મહેમાનદારી અને રાતે જાગતા રહી ખુદાની ઇબાદત કરવાના છે બીજા બે સદગુણો હઝરત અલી કર૦થી શીખવાના છે તે એકે આલિમ બનવુ અને શુજાઅત તથા જવામર્દી ધારણ કરવી, વિગેરે વિગેરે,"

એવુ જણાય છે કે જીલાનથી વિદાય થતી વખતે આપની અમા સાહિબાએ

**આપની બહાદુરી** આપને જે નસીહત કરી હતી તે આપ આખી જીંદગી સુધી ભુલ્યા નહોતા જે માણસ પોતાનો જીવ જવાની બીક હોવા છતા પણ લુટારૂઓ અને તેમના સરદારની સાથે જુઠ ન બોલે તે આલિમ, ફાઝિલ, વઅઝ અને વલી હોવા પછી કેવી રીતે જુઠ બોલે સાચી વાત કહેવામા આપ કદી પણ અચકાતા નહી તેમ ડરતા પણ નહી એટલે સુધી કે રઇસો અને તે સમયના હાકિમ આગળ પણ સાચી વાત કહેવામા આપ કોઇ કાળે ડર્યા નથી

"કલાઇદુલ જવાહિર"મા શેખ મોહમ્મદ કાઇદ રવાનીથી જે રિવાયત બયાન થયલી છે તેનાથી પણ ઉપલી વાતને ટેકો મળે છે તેઓ લખે છે કે – "એક દીવસે હુ હઝરત અબદુલ કાદિર જીલાની કદ૦ની પાસે હતો તે દીવસે મે આપને ઘણીખરી વાતોની પુછપરછ કરી અને તેની સાથે મે આપને એ પણ પુછયુ કે – આપની મોટાઈ અને બુઝુર્ગીનો આધાર કઈ વાત ઉપર છે ' તેના જવાબમા આપે ફરમાવ્યુ – "સાચુ બોલવા પર હુ મારી જીદગીમા કદી જુઠ બોલ્યો નથી તે એટલે સુધીકે જ્યારે મકતબમા ભણતો હતો ત્યારે પણ મારા મુખમાથી કદી જુઠ શબ્દ નીકળ્યો નથી '

**યાહુદીઓ અને ખ્રિસ્તીઓ મુસલમાન થયા.**

"કલાઇદુલ જવાહિર" મા શેખ ઉપર કીમીયાના બયાનથી જણાય છે કે આપની લગભગ દરેક મજલીસોમા યાહુદીઓ અને ખ્રિસ્તીઓ મોટી સખ્યામા ઈસલામનો સ્વીકાર કરતા હતા એક વખતે આપની મજલિસમા મનાન નામના એક ખ્રિસ્તી પાદરીએ ઇસલામનો સ્વીકાર કર્યો અને જાહેર મજ-

લિસમા ઉભા થઈને જણાવ્યુ – ‘ હુ યમનનો રહીશ છુ મારા મનમા ઇસ્લામ કબુલ કરવાનો વિચાર આવ્યો એટલે મે એવો મજબુત ઠરાવ કર્યો કે યમનમા જે માણસ સઉ કરતા સારો હશે તેના હાથપર ઇસલામનો સ્વીકાર કરીશ આવા વિચારમા હુ ઉંઘી ગયો તો સ્વપનામા હઝરત ર્દસા અલ૦ના દીદાર થયા તેમણે ફરમાવ્યુ કે – “ સનાન ! તુ બગદાદ જા અને હઝરત શેખ અબદુલ કાદિર જીલાનીના હાથ ઉપર ઇસ્લામનો સ્વીકાર કર કારણ કે ચાલુ સમયમા તમામ દુનિયાના લોકોમા તેઓ બધા કરતા ઉત્તમ પુરૂષ છે ’

શેખ અબદુલ્લા જબાઇની એક રિવાયતથી એમ જણાય છે કે હઝરત શેખ અબદુલ કાદિર જીલાની કદ૦એ એવુ ફરમાવ્યુ કે – “ મારા હાથ ઉપર પાચ હજાર યાહુદીઓ અને ખ્રિસ્તીઓએ ઇસ્લામનો સ્વીકાર કરેલો છે ” વઅઝ અને નસીહતની ચાલીસ વરસની મુદતમા ઇસ્લામના કોઈ પ્રખ્યાત વઅઝ, વકતા અને વલીના હાથ ઉપર એટલા યાહુદીઓ તથા ખ્રિસ્તીઓનુ મુસલમાન થવુ કાંઈ અજાયબીની વાત નથી

શેખ ઉમર કિમીયાના બયાનથી એમ જણાય છે

**બદમાશોનું સુધરવું.** કે આપની દરેક મજલિસમાં ચોરો, ખુનીઓ, ધાડપાડુઓ અને નાસ્તિક લોકો આવીને તવબા કરતા હતા આ સબંધમા શેખ અબદુલ્લા જબાઇની રિવાયતથી એવુ માલમ પડે છે કે હઝરત ગવસે પાકના હાથ ઉપર એક લાખથી પણ વધારે ચોર, લુટારા, અને બદમાશ લોકોએ તવબા કરેલી છે

ઇબ્રાહીમ અદદારરીની રિવાયતથી એવુ જણાય

**આપનો માન મરતબો.** છે કે – "લોકો આપનો બેહદ માન મરતબો રાખતા હતા દાખલા તરીકે એક દીવસ જુમ્મા મસ્જીદમા આપે છીંક ખાધી તો લોકોએ છીંકના જવાબમા "યરહમકુલ્લાહ અને "યરહમોબિકા' કહ્યુ તેનો એટલો બધો શોર બકોર થયો કે આખી મસજીદ ગરજી ઉઠી અને મસજીદમા જે સ્થળે ખલીફા મુસતનદ બિલ્લાહ નમાઝ ભણતો હતો ત્યા સુધી અવાજ પહોંચ્યો એટલે ખલીફાએ શોરબકોર થવાનુ કારણ પુછ્યુ તો લોકોએ જણાવ્યુ કે – "હઝરત ગવસે પાકે છીંક ખાધી જેથી લોકોએ "યરહમકુલ્લાહ" અને "યરહમોબિકા" કહ્યુ " આ સાભળી ખલીફાને ઘણી ધાસ્તી લાગી જુમ્માના

દીવસે જ્યારે આપ મસજીદમા પધારતા તો રસ્તાની બને બાજુએ હઝારો લોકો આપથી દોઆ કરાવવા અને આપની બરકતથી દોઆ માગવા ઉભા રહેતા હતા અલ્લાહ, અલ્લાહ, આપના માન મરતબા, આપની લોકપ્રિયતા, અને આપની વિખ્યાતીની કાંઇ હદ નહોતી

**આપના વઅઝની અસર.**

આપના વઅઝો ઘણાજ અસરકારક થતા હતા, "કલાઈદુલ જવાહિર" અને "તોહફએ કાદિરિયા" નામના પુસ્તકોમા જુદા જુદા રાવીઓ તરફથી આ બાબત ખુલાસા વાર લખવામા આવી છે તો પણ અત્રે ટુકમા તે ઉપર થોડુક વિવેચન કરવુ મુનાસબ જણાય છે આપના વઅઝની મજલિસોમા ઘણી વખતે લોકો બેહોશ થઇ જએલા તથા રડતા પીટતા અને પરવરદિગારની જનાબમા ફરિયાદ કરતા દેખાતા હતા આ બાબતને શેખ અબુ ઝરઆ તાહિરના લખાણથી ટેકો મળે છે વળી આપના વઅઝના ફાયદાઓ અને બારીકીઓ લખી લેવા માટે દરવખતે લગભગ ચારસો આલિમ લખનારાઓ આપની મજલિસમા હાજર રહેતા હતા આ બાબતને હઝરત અબુ અબદુલ્લા અબદુલ વહાબ ટેકો આપે છે

આપની મજલિસોમા સાભળનારાઓની મોટી ભીડ જામતી હતી "તોહફએ કાદિરિયા" મા શેખ ફરીદ અબુ અબદુલ્લા મોહમ્મદ બિન અબુલ ગનાયમ અઝહર ઇબ્ને અબુલ મગારિઝ હુસેની બગદાદીની એક રિવાયતના આધારે એવુ લખેલુ છે કે સને ૫૫૫ હિજરીમા આપની મજલિસમા લગભગ દસ હઝાર માણસોનો જમાવ થતો હતો

આપ ઘણી વખતે ફરમાવતા હતા કે – "જો હુ ન બોલુ તો મારૂ ગળુ બેસી જાય છે અને ઘણી કોશિશ કરવા છતા પણ ચુપ રહેવાનુ મારાથી બનતુ નથી શરૂઆતમા મારો વઅઝ સાભળનારાઓની સખ્યા જુજ થતી જે ધીમે ધીમે વધતા હઝારો સુધી પહોચી ગઈ" આમ થવાથી આપે બાબે હલબના મુસલ્લા ઉપર બેસી વઅઝ કહેવાનુ શરૂ કર્યુ અને જ્યારે લોકોનો જમાવ એથી પણ વધારે થવા લાગ્યો તો શહેરની બહાર ઈદગાહમા મિમબર લઇ જઇને રાખવામા આવ્યો લોકો ઘોડાઓ, ખચ્ચરો, ઉટો વિગેરે ઉપર સવાર થઈ ને ત્યા આવતા અને મજલિસની આસપાસ વિટળાઈ જતા

"તોહફએ કાદિરિયા" મા હઝરતના પૌત્ર કાઝી-

ઉલ કઝાત હઝરત અબુ સાલેહની એક રિવાયત બયાન થયલી છે જેનો સાર આ પ્રમાણે છે કે – "હઝરતના એક સાહિબ ઝાદા અબુ અબદુલ્લાહ અબદુલ વહાબે હઝરતની રૂબરૂ મિમબર ઉપર ચઢી ઈલ્મે ઉસુલ, ફિકેહ અને બીજા વિષયો ઉપર વઅઝ તથા નસીહતો બયાન કરવા માંડી પણ લોકોના મન ઉપર તેની જોઈએ તેવી અસર થઈ નહી એટલે તેઓ મિમબર ઉપરથી ઉતરી પડયા અને હઝરત પીરાનેપીર દસ્તગીર કદ૦ મિમબર ઉપર બિરાજમાન થઈને બોલ્યા –" આ નરમ મનવાળાઓ ! એક પળવાર સબર કરવુ બહાદુરીનુ કામ છે" આ વાકય સાંભળતાજ આખી મજલિસના લોકો રડી ઉઠયા જ્યારે હઝરતના સાહેબ ઝાદાએ આમ થવાનુ કારણ પુછયુ તો હઝરત ગવસે પાકે ફરમાવ્યુ –" તમે તમારી તરફથી બોલો છો અને હુ બીજાની તરફથી એટલે પરવરદિગારના ફરમાનથી બોલુ છુ '

**શિક્ષણ અને ફતવા.** તોહફએ કાદિરિયા" મા શેખ અબદુલ વહાબ સાહેબના આધારે જણાવવામા આવે છે કે –' મારા બુઝુર્ગ વાલિદસાહેબે પોતાના મદ્રેસામા હિજરી ૫૨૮ થી ૫૬૧ સુધી એટલે લગભગ તેત્રીસ

વરસ સુધી શિક્ષણ આપ્યુ અને ફતવા લખ્યા,’ આ ઉપરાંત શરીફ અબદુલ્લાહ અબુ મોહમ્મદ બિન ખિઝર હુસૈની મુસલી કહે છે કે—“મે મારા પિતાથી સાભળેલુ છે કે હઝરત ગવસે પાક તેર ઇલ્મોમા વિવેચન કરતા હતા અને સવારથી બપોર સુધી તફસીર, ઇલ્મે હદીસ મઝહબ અને ઉસુલ, નહવ વિગેરેનું તથા ઝોહોર પછી કુરાને મજીદનુ શિક્ષણ આપતા હતા આ વાતને ‘હયાતે જાવેદાની’ પુસ્તક ટેકો આપે છે

જુદા જુદા રાવીઓના વચન અને રિવાયતોથી જણાય છે કે ઇરાક ઉપરાંત બીજા દેશોમાથી પણ આપની પાસે ફતવાઓ આવતા હતા આપને કોઇ પણ ફતવા ઉપર વધુ વિચાર કરવાની જરૂરત જણાતી નહોતી તેમજ આપ કોઈપણ ફતવાને પોતાની પાસે રાખતા નહોતા બલકે તેને વાચીને તેના નીચેજ જવાબ લખી આપતા હતા. આપ હઝરત ઇમામ શાફઈ રહે૦ તથા હઝરત ઇમામ અહમદ બિન હમ્બલ રહે૦ બન્નેના તરીકા ઉપર જવાબ લખતા હતા જ્યારે આપના ફતવા ઇરાક દેશના આલિમોની રૂબરૂ રજુ કરવામા આવતા ત્યારે તેઓ તુરત તુરતજ જવાબ

આપવા ઉપર ભારે અજાયબી જાહેર કરતા હતા કોઈપણ માણસ દીની ઇલ્મોમાથી કોઈપણ ઇલ્મ ભણવા આવતો તો આપ તેને સારી પેઠે ભણાવી શક્તા અને તે માણસ હમેશા સુધી આપનો મોહતાજ રહેતો હતો

જે લોકો આપની પાસે ભણવા આવતા તેમને ખાસ લક્ષ પુર્વક ભણાવતા હતા અને એક એક મસ-અલાના અનેક કારણો બયાન ફરમાવતા હતા વિદ્યાર્થીઓ ઉપરાત જે લોકો માત્ર આપના વઅઝ અને શિક્ષણની પદ્ધતી સભાળવા આવતા તેઓ આપની વક્તા શક્તિ તથા વિદ્વતા જોઈ અજબ થતા હતા જેવી રીતે દરેક માણસ એમ સમજતો કે આપ તેની તરફજ ધ્યાન આપી રહ્યા છે તેવી જ રીતે આપ ઠોઠમા ઠોઠ વિદ્યાર્થીને પણ શિક્ષણ આપવાની તકલીફ બરદાશ્ત કરતા હતા જેમકે એક ઉલ્બી નામના ઠોઠ વિદ્યાર્થીને પણ ખાસ લક્ષ પુર્વક ભણાવતા હતા ખાસ મહેનતથી ભણાવવા અને સમજાવવા છતા તે સમજી શકતો નહોતો પરતુ પરવરદિગારની કુદરતથી આ માણસ થોડા દિવસમા ગુજરી ગયો અને આપ પીડામાથી છુટયા

આપની બાહોશી, ઉચ્ચ લાયકાત અને મન

**એક વિચિત્ર ફતવો.**

શમ્નિનુ સ્હેજ ભાન આટલા ઉપરથી થઈ શકે છે કે "કલા-ઇદુલ જવાહિર" અને "તોહ-ફએ કાદિરિયા' બન્ને પુસ્તકોમા સ્હેજ સાજ ફેરફાર સાથે એક બનાવ આ પ્રમાણે લખ્યો છે તથા તેના રાવી તરીકે આપના સાહિબઝાદા હજરત શેખ અબદુર રઝાક સાહેબનુ નામ આપવામા આવેલુ છે મજકુર બનાવ આ પ્રમાણે છે કે આપની પાસે અજમ દેશથી એક ફતવો આવ્યો જે ઇરાકના તમામ ઉલમાઓને મોકલવામા આવ્યો હતો પરતુ કોઈએ તેનો સતોષકારક જવાબ ન આપ્યો આ મતલબ આ પ્રમાણે હતો —

'એક માણસે ત્રણ તલાકો સાથે એવા સોગદ ખાધા કે તે માત્ર એક એવી ઇબાદત કરશે કે જે વખત તે તમામ લોકોથી દૂર રહેશે આ બાબતના શરીઅતના આલિમોનો શુ ફરમાન છે? જ્યારે આપની પાસે આ ફતવો આવ્યો તો આપે તેના ઉપર એવો જવાબ આપ્યો કે— આ માણસ મક્કા મોઅઝઝમા જાય અને ખાનએ કઅબાને તમામ લોકોથી ખાલી કરાવે અને તે પછી સાત વખત તેનો તવાફ

કરે એટલે તેના સોગંદ ઉતરી જશે ' આ જવાબ સાભળી તેજ દીવસે તે માણસ મક્કા રવાને થઈ ગયો

આપના સાહિબ ઝાદા શએબ બાહદુર ન્ઝા, સાહેબ બયાન કરે છે – ' જ્યારે

**તબર્રૂકન ખિરકો પહેરવો.**

મારા વાલિદ સાહેબ મક્કે શરીફ હજ્જ માટે ગયા તે વખતે હુ પણ આપની સાથે હતો ત્યા મે જોયુ કે અગ્ફાતના મકાનમા શેખ બિન મન્ઝુક અને એક બીજા બુઝુર્ગથી આપની મુલાકાત થઈ એટલે તે બન્ને સાહેબોએ મારા વાલિદ સાહબની પાસેથી તબર્રૂકન ખિરકો લીધો અને આપની પાસે બેસીને આપથી કેટલીક હદીસો સાભળી ''

આપની મજલિસોમા આવનારાઓની સખ્યા અગણિત હતી આ લોકો વઅઝ અને નસીહતોથી લાભ ઉઠાવી પોત પોતાને ઘેર અને દેશ પાછા ફરતા અને ત્યા પણ કાદિરિયા ફયઝ આમ લોકોમા ફેલાવતા હતા એજ પ્રમાણે આપના શાગિર્દોની સખ્યા પણ અગણિત હતી આપના શિક્ષણના બરકતથી હજારો લોકો મોટા મોટા આલિમ તથા ફાઝિલ બનતા લબાણ થવાની બીકથી તે લોકોના નામ લખવામા આવતા નથી,

# પ્રકરણ ૫ મું

## આપનો સિમાઅ.

શેખ ઉમર બઝઝાઝ તથા બીજા મશાયખોના આધારે ' તોહફએ કાદિરિયા " ના કર્તા લખે છે કે – " એક વખતે શેખ બકા તથા શેખ અલી બિન હેયતી તથા શેખ અબુ સઈદ કીલવી હઝરત ગવસે પાકની ઝિયારત કરવા આપની સેવામા હાજર થયા એટલે હઝરતે શેખ બકાની સામે જોઇને ફરમાવ્યુ – " અય બકા ! કાઇ બોલો " બકાએ અરઝ કરી – "આપની સેવામા એકે શબ્દ ઉચ્ચારના જીભ ઉપડતી નથી " આ સાભળી હઝરતે શેખ અલીને ફરમાવ્યુ – " તમેજ કાઇ બોલો ' તેમણે પણ એજ જવાબ આપ્યો એટલે હઝરતે અબુ સઈદને ખાસ કાઈક બોલવાને જણાવ્યુ જેથી તેઓ કાઇક બોલ્યાને ફરી તરત જ ચુપ થઈ કહેવા લાગ્યા – " મારામા વધુ બોલવાની શકિત નથી "

આ વાતચીત પછી હઝરતે પોતાની મુબારક જીભ વડે વિવેચન કરવા માડયુ અને એવી એવી બારીક

અને અનુપમ વાતો ફરમાવી કે સાભળનારા ઘણાજ ખુશી થયા એટલે તે ખુશીમા તે લોકોએ હઝરતની પાસે કવ્વાલ બોલાવવાની રજા માગી હઝરતે રજા આપી એટલે કવ્વાલ બોલાવવામા આવ્યો અને જ્યારે કવ્વાલે ગાવુ શરૂ કર્યુ અને એક શેઅર કહ્યા ત્યારે તેને સાભળતાજ હઝરત ઉભા થઇને ફરવા લાગ્યા અને મદરેસામા ચાલ્યા ગયા '

**એક ગવઇયાની તવબા.**

આપનો ખાદિમ અબુ રજા જણાવે છે કે – ' એક દીવસે આપ પોતે દુ ખ ઉઠાવી બીજાને સ્હાય કરવા બાબે વિવેચન ફરમાવી રહ્યા હતા એટલામા આપ ઉપર જોઇને ચુપ થઇ ગયા અને તે પછી હાજર રહેલાઓને ફરમાવવા લાગ્યા –" હુ તમોને વધારે નહીં પણ મત્ર એક સો દિનાર માટે કહુ છુ આ સાભળી ઘણા લોકો એક એકસો દિનાર લઇને આપની સેવામા હાજર થયા પણ આપે મત્ર એકજ જણાની પાસેથી એક સે દિનાર લઇને બીજા બધાના દિનાર પાછા ફેરવી દીધા આ બનાવથી લોકોને ભારે અજાયબી ઉપજી એટલામા આપે મને બોલાવીને ફરમાવ્યુ કે –"આ સો

દિનાર લઇને શવેનઝીયા મકબરા ઉપર જાવ ત્યા એક ઘરડો માણસ બરબત (એક જાતનુ વાજુ) બજાવતો હશે તેને આ એકના દિનાર આપી મારી પાસે તેડી લાવો હુ આ હુકમ સાભળી તરતજ મઝકુર મકબરા ઉપર ગયો જ્યા હઝરતના ફરમાવ્યા પ્રમાણે ઘરડાને બરબત બજાવતા જોયો એટલે મે સલામ કરીને તે દિનાર આપ્યા આ જોઇ તેણે બુમો પાડી અને તેજ વખતે બેહોશ થઇને ભોય ઉપર પડી ગયો, જ્યારે તે હોશમા આવ્યો તો મે તેને હઝરત ઉમરને પાકનો સદેશો કહ્યો આ સાભળી તે માણસ બરબતને ખાધે મુકી મારી સાથે હઝરતની સેવામા આવ્યો આપે તેને મિમબર પાસે બોલાવીને ફરમાવ્યુ —' તુ તારી આપવીતી બયાન કર," આ સાભળી તે બોલ્યો —"હઝરત હુ જુવાનીમા ઘણુજ રમીક ગાતો અને બજાવતો હતો મારૂ ગાણુ સાભળવા લોકો ભારે ઉત્સાહ પુર્વક આવતા પણ જ્યારે હુ ઘરડો થયો ત્યારે લોકોએ મારી પાસે આવવુ મુકી દીધુ એટલે મે શહેરનુ રહેઠાણ તજીને શહેર બહાર રાખ્યુ મે મારા મનમા મજબુત ઠરાવ કર્યો કે હવે હુ મડદાઓ સિવાય બીજા કોઇને મારૂ ગાણુ સભળાવીશ નહી આ ઠરાવ પ્રમાણે લાબા સમય સુધી કબ્રસ્તાનમા ગાતો બજાવતો રહ્યો. પણ

ફરી મનમા વિચાર આવ્યો કે હુ આવી રીતે કયા સુધી મડદાઓને ગાણુ સભળાવુ હવે તો માત્ર ખુદાના બનીને તેનેજ ગાણુ સભળાવવુ જોઈએ હુ આવા વિચારોમા સુઇ ગયો અને જ્યારે જાગ્યો તો આ શેઅર પઢયા —

ઈલાહી કયામતના દીવસ માટે મારી પાસે કોઈ નથી મારા મનમા માત્ર તારી બખશિશની આશા અને મારી જીભમા તારી તારીફની શક્તિ સિવાય બીજુ કોઈ નથી

જે લોકો તારાથી આશા રાખે છે તે તારા દરબારમા ફતેહમદ થશે અને જો હુ તેથી નિરાશ રહી જાઉ તો મારી કેમ નસીબી ઉપર અફસોસ છે ”

જો ફક્ત નેક લોકોજ તારી બખશિશની આશા રાખતા તો ગુનેહગાર લોકો કોની પાસે જઇને બચાવ ચાહતા ’

મારૂ ઘડપણ કયામતના દીવસે મારો બચાવ કરશે મને આશા છે કે મારી આ અરજ ઉપર નજર કરીને તુ મને દોઝખથી બચાવી લઇશ, ”

હુ ઉભો ઉભો આ અશઆર ગાઈ રહ્યો હતો કે આપના ખાદિમે આવીને તો હિનાર આપ્યા, આ ઉપરથી

મે ગાવા બજાવવાથી તવબા કરી લીધી અને આત્ર પરવર દિગારની તારીફ કરવા તરફ મારૂ ધ્યાન ફેરવી લીધુ '

તે પછી આ માણસે પોતાનુ વાજુ તોડી નાખ્યુ અને ગાવા બજાવવાથી તવબા કરી લીધી

મજલીસમા બીજા લોકોએ પણ સોનો દિનાર આપ્યા હતા અને જે હઝરતે પાછા ફેરવ્યા હતા તે બધા એકઠા કરીને આ ઘરડા ગવઈયાને આપી દીધા. '



## પ્રકરણ ૬ ઠ્ઠું

### આપના સદ્ગુણો.

આપની પવિત્ર જાતમા અપાર સદ્ગુણો હતા તેથી જેટલી પ્રશશા કરવામા આવે તેટલી થોડી છે 'તોહફએ કાદિરિયા' નામના પુસ્તકમા શેખ અબુલ મુઝફ્ફર મનસુરની રિવાયતથી જણાવવામા આવ્યુ છે કે "મે હઝરત પીરાનેપીર કરતા વધારે ખુશ મિઝાજ, મહેરબાન, આલી હોસલા, દયાળુ, એક વચની અને દોસ્તીને નભાવનાર બીજો કોઈ જોયો નથી, જો કે આપ મોટા મરતબા, ઈલ્મોના ભડાર અને ઉચા દરજ્જાના હતા છતા હમેશા નાનાઓ ઉપર મમતા રાખતા અને મોટાનુ માન જાળવતા માલદાર માણસના સન્માનમા વધારે પડતુ કરતા નહી અને બાદશાહો તથા વઝીરોને બારણે જતા નહી"

એવીજ રીતે ઉપલા પુસ્તકમા શેખ અબુલ કાસમ બઝઝાઝની એક રિવાયત છે કે "જ્યારે અમે

હઝરત ગવસુલ આઝમની મજલિસમા બેસ્તા તો એમ લાગતુ કે જાણે સ્વપ્નામા છીએ અને જ્યારે મજલીસમાથી ઉઠીને બહાર જતા તો એમ જણાતુ કે જાગીએ છીએ આપનો વિવેક વિશાળ, ગુણો ઉત્તમ અને અંતકરણ શુદ્ધ હતુ સખાવત અપાર હતી, એમના કરતા વધારે શરમાળ અને લજ્જાવાન ભાગ્યેજ જોવામા આવ્યો હશે જ્યારે ભોજન માટે દસ્તરખાન બીછાવવામા આવતુ ત્યારે મહેમાનો અને મિસ્કીન મોહતાજોની સાથેજ આપ પણ જમવા બેસતા સામા વાળાની ભુલો અને કુટેવો તરફ લગારે લક્ષ આપતા નહીં આપની સાથે દર વખત રહેનારાઓમા કદાપી કોઇ ન હોય તો આપ ભારે હેતથી તેના વિષે પુછ પરછ કરતા અને પોતાની મિત્રતા સાબિત કરી દેખાડતા ”

‘ બહેજતુલ અસરાર ’ ના કર્તા અલ્લામા અબુલ હસનઅલી પોતાના પુસ્તકમા લખે છે કે –“આપ સર્વ સદગુણોથી ભરપુર હતા ” વળી તેઓ આગળ ચાલતા લખે છે કે –“ આપના જેવા સદગુણી બુઝુર્ગ મારા જોવામા આવ્યા નથી ”

કેટલાક લોકોનુ કહેવુ છે કે –“ વાતચીત કરતા

ચુપકીદીને આપ વધુ પસદ કરતા અને જુમ્મા સિવાય પોતાના મદરિસામાથી બહાર જતા નહી, જુમ્માના દિવસે જુમ્મા મસજીદ અથવા મુસાફર ખાનામા જતા હતા બગદાદના મોટા માનવતા લોકોએ આપના મુબારક હાથ ઉપર તવબા કરી સીધો માર્ગ ધારણ કર્યો હતો તેમજ મોટા મોટા યાહુદી તેમજ ખ્રિસ્તીઓ એ ઇસલામ સ્વીકાર્યો હતો આ ઉપરથી ખુલ્લુ જણાઇ આવશે કે તે લોકોમા ઈસ્લામની ખુબીઓ ઉપરાત આપના ઉચા ગુણો અને સદા-ચરણની પણ પુરેપુરી અસર થઇ હતી

આપ દવલત મદી તેમજ દુનીઆવી દબદબાથી દબી જાય એવા માણસ ન હોતા જ્યારે ખલીફા અલમુકતફી અલ અમરૂલ્લાહે અબુલ વફા યહયા બિન સઈદ જે ઈબ્નુલ મુરજીમ ઝાલિમના નામથી પ્રખ્યાત હતો તેને કાજીના હોદ્દા ઉપર નીમ્યો તો આપે મિમબર ઉપર ચઢી ખલીફાને ખુલ્લા શબ્દોમા કોઈ પણ જાતની બીક રાખ્યા વગર જણાવી દીધુ કે –"તે એક મોટા જુલમી માણસને કાઝીનો હોદ્દો આપ્યો તેથી કયામતના દીવસે પાક પરવર દિગારની હજુરમા શો જવાબ આપીશ," આ શબ્દો સાભળી ખલીફા કપી

ઉઠયો અને તેની આખોમાથી આસુઓ સરી પડયા તેજ વખતે મજકુર અબુલવફા ચહેયાને કાઝીની જગ્યા એથી ઉતારી દેવામા આવ્યો '

શેખ મોફકુદ્દીને પોતાના અને હાફિઝ અબદુલ ગનીના સબધમા જણાવ્યુ છે કે –"અમે આપની વૃદ્ધાવસ્થામા આપથી લાભ ઉઠાવેલા છે અમે જયારે આપની સેવામા હાજર થયા તો આપે અમને મદ્રેસામા રહેવાની જગ્યા આપી અને વારવાર પોતાના સાહિબઝાદાને અમારી પાસે મોકલતા હતા તેઓ આવીને અમારા ઉતારના દિવા સળગાવતા અને પોતે ગવસે પાક પણ પોતાની જાતે પધારતા અને મકાન ઉપરથી ઘણી વખતે અમારા માટે ખાવાનુ પણ મોકલતા. અમે હરેક નમાઝ આપની સાથેજ અદા કરતા. શેખ મોફકુદીન કહે છે કે –' હુ પોતે કિતાબુલખરકી પઢતો હતો અને હાફિઝ અબદુલગની કિતાબુલ હિદાયા ભણતા હતા આપના પવિત્ર સાહયા તળે અમે એક મહીનો અને નવ દીવસથી વધુ રહી શકયા નહી કેમકે ફરી આપ બેહસ્ત નશીન થઈ ગયા મઝકુરી બુઝુર્ગ અને પેશવા હોવાના કારણે શુ નાના કે મોટા બધા આપને માન આપતા હતા "

'તારીખુલ ઈસ્લામ''ના કર્તા લખે છે કે –' હઝરત શેખ મહઈયુદ્દીન અબદુલકાદિર બિન અબિ સાલેહ અબદુલ્લાહ જગી દોસ્ત પરહેજગારો, ફકીરો, ફુકરાઓ, બુઝુર્ગો વિગેરેના ઇમામ અને પોતાના સમયના કુતુબ તેમજ તમામ મશાયખોના સરદાર હતા અને ઇલ્મ તથા અમલ બન્નેમા સંપુર્ણ હતા

સીરતુન્ન નબલા નામના પુસ્તકમા લખેલુ છે કે –' હઝરત શેખ અબદુલ કાદિર જીલાની કદ્દ૦ બગદાદ ના સરદાર હતા બિદઅતને દુર કરી સુન્નતે નબવી જારી કરતા હતા, આપ નજીબુત તરફૈન એટલે મોશાળ અને દાદીયાળ બન્ને તરફથી ઉચ્ચ કુટુંબના હતા પોતાના જદ્દે અમજદ હઝરત નબીએ કરીમ નઇઅદુલ મુરસલીન અલયહિસ્સલાતો વસ તસ્લીમની હદીસો આપને મોઢે યાદ હતી '

' કિતાબુલ અખ્બર " મા લખેલુ છે કે –"હઝરત શેખ અબદુલ કાદિર સાહેબ વિલાયત તથા કરામત ના મુખતિયાર હતા અને હમ્બલી તરીકાના એક મહાન આલિમ હતા વઅઝમા અને સામા માણસના મનની હકીકત જાણી લેવામા આપની જોડી નહોતી એવીજ રીતે હાફિઝ અબુ નઈમ અબદુલ કરીમ

અસ્સમઆની પોતાની તવારીખમા લખે છેકે –' હઝરત અબુ મોહમ્મદ શેખ અબદુલ કાદિર કમ્બે જીલાનના રહેવાશી, હમ્બલી તરીકા વાળાઓના ઇમામ, પોતાના ઝમાનાના શેખ, ફકીર, સદાચરણી સદગુણી અને ઘણાજ દયાળુ દિલ ધરાવ વાળા હતા આપનો ઘણો ખરો વખત પરવર દિગારની ઇબાદત અને ઝિક્રફિક્રમા પસાર થતો હતો

મોહીઉદ્દીન મોહમ્મદ બિન નજ્જાર પોતાની તારીખમા હઝરત ગવસે પાકનુ જીલાનથી બગદાદ તશરીફ લાવી ઇલ્મે ફિકાહ, ઉસુલ, હદીસ વિગેરેનો અભ્યાસ કર્યાનુ જણાવી લખે છે કે –' આ પછી આપ વઅઝ કહેવા અને નસીહત કરવામા રોકાયા આ કામમા આપે પુરેપુરી તરક્કી કરી લીધી તે પછી આપે એકાન્તવાસ નફ્સકુશી અને રિયાઝત વિગેરેનો મહાવરો કરી ઓછુ ખાવા, ઓછુ સુવા અને વન વગડામા વધારે રહેવા વિગેરે એવા એવા સખત કામ કરવા માંડયા તે પછી શેખ ઇમાદુદ દબ્બાસથી ઇલ્મે તરીકત હાસલ કર્યુ એટલે પરવર દિગારે આપને પોતાની મખલુક ઉપર જાહેર કરી તેના મનમા આપની બુઝુર્ગી તથા માનના બી રોપી દીધા જેથી આપ સર્વમાન્ય થઈ ગયા

હાફિઝ ઝેનુદ્દીન બિન રજબ પોતાના પુસ્તક તબકાતમા લખેછેકે –"હઝરત શેખ અબદુલ કાદિર સાહબ અલ્લામએ ઝમાન એટલે મહા આલિમ પરહેગારોના પેશવા, મશાયખોના સુલતાન અને તરકીત વાળાઓના સરદાર હતા આપને ઝાહેરી તેમજ બાતેની ઇલ્મો હાસલ થયા હતા એટલે સુન્નત લોકોએ આપની મુબારક ઝાત વડે અનેક લાભો પ્રાપ્ત કર્યા અને બિદઅતી લોકોને ઘણીજ ઝિલ્લત ઉઠાવવી પડી આપના સુવચનો અને સારા કામોની લોકોમા પ્રખ્યાતી થઇ નજીક અને દુરના સઘળા સ્થળોમાથી ફતવા આવવા લાગ્યા ખલીફા, વઝીરો ગરીબ તથા અમીર ટુકમા બધાના મનમા આપની મહત્તા અને હયબત છવાઈ ગઇ "

કાઝીઉલ કઝઝાત મુહિબુદ્દીન અલ અલીમીએ પોતાની તવારીખમા લખ્યુછેકે –"સઈયદના શેખ અબદુલ કાદિર ૬૬૦ પોતાના ઝમાનાના શેખ હતા ગુનયતુ તતાલેબીન, ફુતુહુલ ગયબ નામની કિતાબો આપનીજ લખેલી છે જે સત્ય રસ્તો શોધનારા માટે ઘણીજ લાભ દાઈ છે"

ટુકમા એટલુજ કે ફકીહો, ફુકરા અને સામાન્ય પ્રજામા આપ ઘણાજ લોકપ્રિય હતા દરેકે દરેક

આપથી લાભ ઉઠાવતા હતા આપનુ દિલ ઘણુજ નરમ હતુ આપ ઈલ્મ દોસ્ત, હદથી વધુ વિવેકશાળી તથા ઉદાર હતા, આપ દર વખતે ખુદાના ઝિક્ર અઝકારમા લીન રહેતા તથા ઈબાદતની મહેનત મશકત બરદાશ્ત કરવામા ઘણાજ મજબુત અડગ અને દ્રઢ હતા

આપની મચ્ચાઈની ભારે ખ્યાતી હતી ન્હાનપણથી લઈને તે છેવટ સુધી જુઠ વચન ન બોલવુ એ આપનુ જ કામ હતુ પોતાના અથવા બીજા કોઈના લાભ તથા નુકસાનના સબબે અથવા કોઈના દબાવથી આપ કદી પણ સાચી વાત કહેવામા પાછી પાની કરતા નહોતા એજ કારણસર ગરીબથી લઈને બાદશાહ સુધી બધા જણ આપથી કપતા હતા પોતાને જે વાત ના પસદ પડતી તે આમ મજલિસમા કોઈની પણ શરમ રાખ્યા વિના કહી દેવામા વિલબ કરતા નહોતા

મજલિસમા બેસીને જ્યારે આપ બોલતા તો દરેક જણાને એમજ લાગતુ કે આપ મને જ સબોધી રહ્યા છે સાથે બેસનારા ઉઠનારાઓમાથી કદાચ કોઈ ચાલ્યા જતા તો આપ ઘણી ખરી વખતે તેમના સબધી

પુછ પરછ કરતા અર્થાત એક દીવસ પણ આપની સગતમા રહી ચાલ્યા જનાર માણસને આપ કદી પણ ભુલતા નહોતા

આપના માટે અનાજ પણ જુદુ વાવવામા આવતુ આપના એક મિત્ર હર વરસે એક ગામમા અનાજનુ વાવેતર કરતા પછી આપના દોસ્તોમાથી એકાદ તેનુ લોટ દળાવતા અને રોજીના ચાર પાચ રોટલાઓ તૈયાર કરાવી મગરિબ પહેલા આપની પાસે લઇ આવતા તે વખતે જે ગરીબ ગુરબા ત્યા હાજર રહેતા તેમને પહેલા વહેચ્યા પછી જે કાઇ થોડુ ઘણુ વધતુ તે આપ પોતાને માટે રાખતા હતા મગરિબ પછી મુઅક્કર નામનો આપનો નોકર રોટલા ભરેલા એક થાળ લાવતા અને ગરીબ ગુરબામા વહે-ચતા આપને માટે જે કાઇ ભેટ સોગાત આવતી તેમાથી કેટલેક વખતે બધી અને કાઇક વખત થોડી રાખીને બાકીની પાસે બેઠવાઓમા વહેચી દેતા હતા જે લોકો ભેટ લાવતા તેમનો બદલો આપ વાળી આપતા હતા આપની પાસ જે નજરાણા આવતા તે લેતા અને તેમાથી કોઇક વખતે થોડુક ખાતા પણ હતા

આપ ફરમાવતા કે –' બધા સારા કામોની

તારવણી કરતા ભુખ્યાને ખવડાવવુ અને દરેક માણસથી વિવેક તથા મહેરબાનીનુ વર્તન કરવુ ઉતમ છે જો મારા હાથમા આખી દુનિઆ હોતતો હુ બધા ભુખ્યા ને ખવડાવી તેમના દિલ ઠડા કરત'

આપની પાસે પેસા ભેગા થતા નહોતા અલ્લામા ઇબ્ને નજ્જારને આપે એક વખતે ફરમાવ્યુ હતુ કે – "જો મારી પાસે સવારમા હઝાર દિનાર આવે તો સાજ સુધી એક પઇસો પણ મારી પાસે બચે નહી"

તાલિબ ઇલ્મો–વિદ્યાર્થીઓને આપ ખુલ્લા દિલે અને લક્ષ પુર્વક ભણાવતા હતા ચચળ અને હુશીઆર શાગિર્દોને જે મમતા માયા તથા ધ્યાનથી શિક્ષણ આપતા તેજ પ્રમાણે ઠોઠ તથા આળસુ શાગિર્દને પણ ભણાવતા હતા

**બાળવયની રમતથી અળગાપણું.**

આપ જ્યારે બાળ વયમા જુલાન ખાતે પોતાના મકાન ઉપર હતા ત્યારે પાડ-પાડોશના બાળકો સાથે રમવા ખેલવાથી હર હમેશ અલગ રહેતા હતા ન્હાનપણથીજ હુશીયારી, ચચળતા તથા આગળ જતા એક મોટા બુઝુર્ગ થવાની નીશાનીઓ આપમા જણાતી હતી

હઝરતને પોતાને પણ પોતાની ભવિષ્યની બુઝુર્ગી તથા મોટાઇનો આભાસ થતો હતો

**જરૂરતના પ્રસંગે પણ ન માગવું.**

આપની પાસે ખરચ કરવાને જ્યારે પુરતા પૈસા ન રહેતા તો તે વેળાએ પણ આપ ધીરજ ધરી બેસી રહેતા અને કોઇની આગળ હાથ પસારતા નહી બલકે જો કોઈ માણસ આપની પાસે માગવા આવતા તો આપની પાસે જે કાંઇ હોય તે આપી દેતા હતા શેખ અબુ મોહમ્મદ અબદુલ્લા જબાઇને આપે કહેલુ કે - બગદાદમા જે સ્થળે હુ ફિકેહ ભણતો હતો ત્યા મારી સાથે બગદાદના બીજા ઘણા લોકો પણ ફિકેહ ભણતા હતા આ લોકો બાઅકુબા નામના એક ગામમા જઇને ત્યાથી અનાજ વિગેરે ઉઘરાવી લાવતા એક દીવસે તે લોકો મને પણ સાથે લઇ ગયા તે વખતે મારૂ બચપણ હતુ તેથી હુ તેમની સાથે ચાલ્યો ગયો મજકુર ગામમા શરીફે બાઅકુબી નામના એક મોટા બુઝુર્ગ અને નેક મર્દ રહેતા હતા મને તેમની ખબર મળતા હુ ત્યા ગયો વાતચીતમા તેમણે મને ફરમાવ્યુ - ' પરવરદિગારના તાલિબ અને નેક બખ્ત લોકો કોઇની પાસે સવાલ કરતા નથી " તે પછી તેમણે ખાસ કરીને

મને કોઈની પાસે કાંઇ પણ માગવાની મનાઇ કરી. આ બનાવ પછી હું બીજા લોકો તરફ ક્યાંએ ગયો નથી તેમ કોઈની પાસે કાંઇ માગ્યુએ નથી

શેખ અબુલ અબ્બાસ ઝફર અલ હુસેન મુસલીએ જણાવ્યુ છે કે—' એક

**નજરાણાનો અસ્વિકાર.**

કેટલાક લોકો એક રાતે હઝરત ગવસે પાકના મદરેસામા હાજર હતા એટલામા ખલીફા મુસ્તનજીદ બિલ્લાહ અબુલ મુઝફ્ફર યુસુફ આપની સેવામા હાજર થયો અને સલામ કરીને આપની સેવામા અદબથી બેસી ગયો આ વખતે ખલીફા આપની શીખામણો અને નસીહતો સાંભળવા માટે આવ્યો હતો અને પોતાની સાથે સેંકડો નાણાની દસ થેલીઓ લાવ્યો હતો જતી વખતે ખલીફાએ બધુ નાણુ આપની સેવામા નજર કર્યું પણ આપે તેનો ઇનકાર કર્યો ખલીફાએ નજરાણાનો સ્વિકાર કરવા બહુજ આગ્રહ કર્યો તો આપે ફરમાવ્યુ – તમે ખુદાથી શરમાતા નથી કે લોકોના ખુન કરી મારી પાસે લાવ્યા છો આ સાંભળી નીચી નજરે કરી ખલીફા ચુપચાપ ચાલ્યો ગયો

ટુંકમા એટલુજ કે આપ દુનિયાના મહાન આલિમ, પોતાના જમાનામા એક્કા અને કુતુબ ઝાહિદ

પરહેઝગાર, સત્યવક્તા, સાબિર, નમ્ર સ્વભાવના, ભોળા, વિવેકી મહેરબાની કરનારા, સખી, પોતાના વચનનો પાસ રાખનાર અડગતામા દ્રઢ, રિયાઝત અને મુજાહિદામા સખત મહેનત તથા કોશિશ કરનાર અર્થાત આપ ખુદા સુધી પહોચેલા, તેના પ્યારા હતા બધા લોકો આપને માનપુર્વક ચાહતા હતા આપ પુરેપુરા આરિફ્ ઝાહેરી તથા બાતેની ઇલ્મોથી ખબરદાર, શરીઅત તરીકત હકીકત અને મઅરિફ્તના બરા ગહબર હત



# પ્રકરણ ૭.

## આપના હુલીયા મુબારક.

"તોહફએ કાદિરિયા"મા શેખ અબુ નસ્રદ્દિની રિવાયતના આધારે લખવામા આવ્યુ છે કે –' આપના શરીરનો રગ ઘઉ વર્ણો હતો કદના ઘણા ઉચા પણ નહીં તેમ ઘણા નીચા પણ નહી એટલે મધ્યમ કદના હતા શરીરે સ્હેજ પાતળા હતા,"

"કલાઈદુલ જવાહિર" મા શેખ મવફકુદ્દીને કદામતુલ કુદસી રહે૦ની રિવાયત ઉપરથી એમ લખેલુ છે કે –' અમારા શેખ હઝરત શેખ મહ્દદીન અબદુલ કાદિર જીલાની રહે૦ નાજુક બાંધાના તથા સાધારણ કદના હતા આપની ભમરો પાતળી અને વચમાથી મળેલી હતી આપની છાતી વિશાળ અને દાઢી મોટી તથા પહોળી હતી અવાજ બુલદ હતો આપ મોટો મરતબો તથા બહોળુ જ્ઞાન ધરાવતા હતા '

"તોહફએ કાદિરિયા"મા શેખ અબુ મોહમ્મદ અબદુલ્લાની એક રિવાયત ઉપલી રિવાયતને ટેકો આપવા ઉપરાત વિશેષમા એવુ જણાવે છે કે –" આપનો ચહેરો પણ ઘણો ખુબસુરત હતો ' શાહ અબુલ

મઆલી સાહેબે એક ફારશી કસીદામા આપના હુલીયાનુ જે બયાન કર્યુ છે તેમા પણ લગભગ ઉપલી જ વાતોનો સમાવેશ કરવામા આવેલો છે એ ઉપરાત અનેક બુઝુર્ગો તથા મહાન આલિમોએ તથા શાયરોએ જ્યા જ્યા આપનુ વર્ણન લખ્યુ છે ત્યા આપના હુલીયાનુ લગભગ એવુજ વર્ણન કરેલુ છે



# પ્રકરણ ૮.

## આપનો પહેરવેશ.

તાલિબ ઇલ્મીના ઝમાનામા આપ જે જાતનો પહેરવેશ પહેરતા હતા તેનુ વર્ણન આગળ આવ્યુ છે જે સમયે અલ્લાહ તાઅલાએ આપને ઇલ્મી અને રૂહાની દુનિયાના શિખર ઉપર પહોચાડયા તે સમયે સાધારણ રીતે આપનો જે પહેરવેશ રહેતા હતો તે કેટલીક કિતાબોના આધારે અત્રે જાહેર કરવામા આવે છે

અબુ મોહમ્મદ રજબ, અબુ સાલેહ નસર અને અબુલ હસન અલી જબ્બાઝથી તથા અબુ સાલેહ નસર પોતાના વાલિદ અબદુલ રઝઝાકથી અને અબુલ હસન શેખ બઝઝાઝથી રિવાયત કરે છે કે –"હઝરત શેખ મહઇયુદ્દીન અબદુલ કાદિર આલિમો જેવો પહેરવેશ પહેરતા હતા અને શાલ ઓઢતા તથા ઉટની સવારી કરતા હતા તથા આપનો ઝીન પોશ મોટા મોટા અમીરો તથા રઇસો ઉઠાવીને લઈ જતા હતા

"તોહફએ કાદિરિયા"મા ઉપર જણાવેલી હકીકત કેટલાક વિસ્તારથી જાહેર કરવામા આવી છે જેથી તેને

અત્રે ફરીથી લખવામા આવતી નથી વિશેષમા મજકુર કિતાબમા શેખ અબુલ ફઝલ એહમદ બિન કાસિમ બગદાદી રહે૦ની એક રિવાયત એવી રીતે લખવામા આવી છે કે -"હઝરત ગવસે પાક ઘણોાજ કીમતી લિબાસ ધારણ કરતા હતા અને એક જાતની કીમતી શાલ ઓઢતા હતા એક દીવસે આપનો એક નોકર મારી પાસે આવ્યો અને એક લુગડાનો નમુનો બતાવીને કહેવા લાગ્યો -" આવી જાતનુ લુગડુ જોઇએ છે જેની કીમત એક ગજના એક દીનારથી ઓછી તેમ વધારે હોવી જોઇએ નહી ' આ ઉપરથી મે તેને પુછ્યુ -"આ લુગડુ કોના માટે લેવા આવ્યો છે ?" તેણે જવાબ આપ્યો -"હઝરત ગવસે પાક માટે" આ ઉપરથી મારા મનમા એવો વિચાર આવ્યો કે હઝરત ગવસે પાકે ખલીફાને પહેરવા લાયક કોઇ પણ લુગડુ બાકી છોડયુ નથી"



# પ્રકરણ ૯.

## આપના અલકાબ.

આપની જીંદગીમાંજ આપના ઘણા અલકાબ મશહુર થઇ ગયા હતા આપ એક એવા મોટા આલિમ ખુલ્લા મનના, છટાદાર વએઝ, પરહેઝગાર અને દીની તથા દુન્યાવી ઉલુમમા એવા નામાંકિત તથા પહેલા દરજ્જાના શિક્ષક હતા કે આપને જેટલા અલકાબ આપવામા આવે તેટલા ઓછા છે તે વખતે આપ જેટલા લોકપ્રિય અને માનવતા હતા તેવા ભાગ્યેજ બીજા કોઈ હશે કોઈ આપને "ઝુલબયાનીન" તો કોઈ આપને "કરીમુલ જદ્દેન વતતરફૈન"નો ઈલકાબ આપતો, કોઈ આપને "સાહિબુલ બુરહાનીન"ના લકબથી ઓળખતો તો કોઈ આપને "ઈમામુલ ફરી-કેન વત તરફૈન" તરીકે જાહેર કરતો વળી કેટલાક લોકો આપને "મુસ્સીરાજેન વલ મિનહાજેન"નો ખિતાબ આપતા "ઝુલ બયાનીન" કહેવાનુ કારણ એ છે કે વએઝ કહેવાની આપની છટા અને આપના બોલવાની ખુબીમા બીજો કોઇ આપની બરાબરી કરી શકે તેવો નહોતો "કરીમુલ જદ્દેન વત તરફૈન"

આપને એટલા માટે કહેતા હતા કે આપ દાદીઆલ તથા મોશાળ બને તરફથી શુદ્ધ સય્યિદ હતા આપના પુર્વજોમા હઝરત અબદુલ્લાહ નામના એક બુઝુર્ગ હતા જેમનો ખિતાબ "મેહેઝ ' હતો કેમકે તેઓ બને બાજુથી શુદ્ધ સઇયદ હતા એમના વાલિદ હઝરત હસન મુસન્ના અને એમની મા હઝરત હુસેન બિન અલી રદીoની દીકરી હતા અને એજ કારણથી હઝરત ગવસે પાક પણ "કરીમુલ જદદેન વત તરફેન' કહેવડાવવાને માટે લાયક તથા હકદાર હતા "ઈમા-મુલ ફરીકેન વત તરફેન ' એટલા માટે ઓળખાતા કે આપ હમ્બલી તથા શાફઇ બને મઝહબોના ઉસુલો ઉપર અમલ કરતા હતા આ બધા અલકાબો ઉપરાંત બીજા બે અલકાબ એવા છે કે જે આપની જીદગીના ઝમાનાથી લઇને આજ સુધી બરાબર પ્રખ્યાત થએલા છે આ બે ખિતાબો "મહઇયુદીન" અને બાઝે અશાહબ છે આપને "મહઇયુદીન" કહેલુ તદન યથાર્થ છે કેમકે જે માણસે આપની મુબારક જીદગીના વૃતાંતોને ઉપલક નજરે પણ વાંચ્યા હશે તેને એવી ખાત્રી થયા વગર રહેશે નહીં કે બેશક આપ ' મહઇયુદીન" એટલે દીનને સજીવન કરનારા કહેવડાવવાને તદન લાયક હતા આપનો આ ઇલકાબ મશહુર થયો

તે માટે કેટલાક લોકોએ આપની તરફના પ્રેમ અને આસ્થાને લીધે કદાપી અતીશ્યોક્તી પણ કરી હશે અને કેટલીક કિતાબોમા આપનો મહઇયુદીનનો ઇલકાબ કેવી રીતે અને કેવા સંજોગો વચ્ચે થયો એ જો કે લખેલુ છે છતા અમે તેને બાજુએ મુકી આપની મુબારક ઝાતની ખુબીઓ આપની પરહેઝગારી, ઇસ્લામ ધર્મની બજાવેલી સેવાઓ વિગેરે અનેક સદગુણો તરફ જોઇએ તો આપ મહઇયુદીન લકબ ધારણ કરવા અથવા એવા લકબથી ઓળખાવવાને માટે પુરેપુરા હકદાર હતા

આપ મહઇયુદીનના લકબથી ઓળખાયા તે બાબે સાધારણ રીતે એમ જણાવવામા આવે છે કે –"એક દીવસે આપને મુસાફરી દરમયાન અચાનક એક માંદો તથા અશક્ત માણસ નજરે પડયો તે માણસ આપને જોતાજ આપના પગો ઉપર પડીને કહેવા લાગ્યો કે – "ઓ મારા સરદાર! મારો હાથ ઝાલીને મને ઉઠાવો" આપે તે પ્રમાણે કર્યુ કે તરત તે માંદો અશક્ત માણસ પુરા તદુરસ્ત માણસના રૂપમા ફેરવાઇને પુછવા લાગ્યો – 'આપ મને ઓળખો છો?' આપે ફરમાવ્યુ – "ના' તેણે કહ્યુ –"આપના વડીલોનો દીન છુ મારી જે ઝબુન સ્થીતી થઈ હતી તે આપે જોઇ હવે

આપની મુબારક ઝાતના પ્રતાપે હુ પાછો સજીવન અને તદુરસ્ત થઇ ગયો છુ " આ વાત ભલે ખરી હોય પણ ચાલુ સમયના સુધરેલા કહેવાતા લોકો તેને એક કહાણી અથવા કલપિત કથાનુ રૂપ આપી હસી કાઢશે તેથી આ રિયાવત ઉપરજ ભાર ન આપતા અમે એટલુંજ કહીએ છીએ કે જે બુઝુર્ગે ચાલીસ વરસ સુધી બરાબર મુસલમાનોના સુધારા અથે કોશિશ કરી હોય, દીને ઇસિલામના પાક ઉસુલોનો વઅઝ અને પ્રસાર કર્યો હોય, જેણે બિદઅતોને દુર કરી હઝારો ગુનેહગારો, ચોર, લુટારા, વિગેરે અનીતીના પડેલાઓને સીધો માર્ગ દેખાડયો હોય, જેણે હઝારો પરધર્મીઓને દીને ઇસલામની સચ્ચાઇ બતાવી પાકા મુસલમાન બનાવ્યા હોય. તે બુઝુર્ગ શુ મહઇયુદીન લકબને લાયક નથી? હકદાર નથી? અમે ભાર મુકીને કહીશુ તેમજ હાલના સુધરેલા વિચારના લોકોને પણ એટલુ તો કબુલ કરવુ પડશે કે તેઓ મહઇયુદીન કહેવડાવવાને માટે બધી રીતે હકદાર અને લાયક હતા. આ બાબત ઉપરાત પણ એક વાતનુ નિરાકરણ કરવુ બાકી રહી જાય છે જેમકે આમ મુસલમાનોમા તેમજ કેટલીક કિતાબોમા આ લકબ સબધી જે રિવાયતો મશહુર છે તે પ્રમાણે આપને આ લકબ કોઇ ખાસ

સ્થળે અથવા કોઇ ખાસ પ્રસગે મળ્યો હતો કે કેમ? આ સબધમા અમારો અભીપ્રાય છે કે આપને આ લકબ દીને ઇસ્લામની સેવા બજાવવા માટે જ આપવામા આવ્યો હશે અને તે ધીમે ધીમે પ્રખ્યાત થતા થતા એટલો બધો પ્રખ્યાત થયો કે લોકો હવે આપને આપના નામને બદલે હઝરત મહ્યુદ્દીન જીલાની કહીનેજ યાદ કરે છે

આપનો બીજો પ્રખ્યાત લકબ "બાઝે અશહબ" છે તેની પ્રખ્યાતી માટે પણ 'કલાઇદુલ જવાહિર" તથા "તોહફએ કાદિરિયા વગેરે પુસ્તકોના કર્તાઓએ એવીજ વિચિત્ર બયાન કરી છે અને તે કિતાબોના ભાષાતર કર્તાઓએ તેમા પોતાની મરજી મુજબ ફેરફાર પણ કર્યો હશે તેથી અમે તે બાબતને બાજુએ મુકી આ લકબ માટે એવો અભિપ્રાય આપીએ છીએ કે આપના બનાવેલા એક કસીદામા આ મઝમુનનો ખાસ એક શેઅર છે અને તે કસીદો સર્વ માન્ય થઈ પડેલો છે તેથી લોકોએ આપને આ અલકાબથી પણ ઓળખવા શરૂ કર્યા અને હમણા સુધી પણ ઓળખે છે



# પ્રકરણ ૧૦.

## આપના વચન.

" કલાઇદુલ જવાહિર ' મા આપના એક ખાદિમની રિવાયતના આધારે લખેલુ છે કે એક વખત આપ રૂહ ( આત્મા ) સબધી ચર્ચા ચલાવી રહ્યા હતા એટલામા થોડીકવાર સુધી આપ ચુપ રહીને એકદમ ઉભા થઈ ગયા અને અરબી ભાષામા બે શેઅર પઢયા જેનો ભાવાર્થ નીચે પ્રમાણે છે -

' મારી રૂહ પેદા પણ નહોતી થઈ ત્યારથીજ તમો લોકોને જાણી ચુકી હતી હવે જ્યારે મે તમને જાણી લીધા છે તો તમારી મોહબ્બતથી પાછો હઠુ એ મને શોભા રૂપ નથી '

ઉપરાત જુદા જુદા વિષયો ઉપર આપે હઝારો-અશઆર ફરમાવેલા છે જેમાથી કેટલાકની મતલબ નીચે ઉતારી લેવામા આવે છે

" હુ દરેક દેર ( મદીર ) તથા કલીસા ( ખ્રિસ્તી-ઓનુ દેવળ ) મા જઈને પરવરદિગારની પ્રીતીનુ જામ પીશ અને બધા પ્રેમીઓ આગળ હુ મારો દીન તથા મઝહબ બયાન કરીશ ખુણામા બેસીને

એક વાર નહી પીઉ પણ ઉચી જગ્યાએ બેસીને ખુલ્લી રીતે ઉઘાડે છોકે તે જામ જાહેર કરીશ '

હઝરત રસુલે અકરમ સલ૦ના સબધમા ઘણી ખરી વખતે આપ એક શેઅર પઢતા હતા તેની મતલબ આ પ્રમાણે છે—

ઓ મનહર ચહેરા વાળા અને મારી જીભે રમી રહેલા ! કુચ કરતી વખતે મારા તરફથી ગફલત ન કરજે ' એટલે અતની ઘડીએ તમારૂ નામ જીભે રહે એવુ કરજે

એક વખતે અબુ રઝા નામનો આપનો ખાદિમ આપના એકાતવાસમા દાખલ થયો તો આપ આ શેઅર પઢી રહ્યા હતા—

" તમારા રૂપના કઅબાનો તવાફ મારી અભીલાષાઓ કરી ચુકે તેટલા માટે મે પાક પરવર દિગારનો સિજદએ શુક્ર અદા કર્યો '

" ઇચ્છાઓના હાથોએ મારા મન પર તમારી ચાહનાના કાકરા માર્યા અને હુ તેવીજ બળતરામા સપડાએલો રહ્યો '

" હુ પ્રેમના પ્યાલાનો પ્યાસો છુ અને હમેશા મને એનીજ લાલસા રહે છે કદાચ સાકી મને

એટલુ પાવા કરતા બિલકુલ ન પાત તો બેહતર થાત ”

નીચલા અશઆર પણ આપના જણાવવામા આવે છે —

“ ઇશ્કના જગલમા એવી કોઇ નહેર નથી જે માગ ઇશ્કની નહેર કરતા વધુ લેજતદાર અને મીઠી હોય ”

મિલનના મકાનમા કોઇ ખાસ મકાન એવુ નથી જે માગ મિલનની મનઝિલ કરતા વધુ મોભાદાર અને નજીક હોય ’

“ મને સમયે આ ઇશ્કને સાફ કરવા તથા તેજ-મય બનાવવાની તક આપી છે તેથી આ વગડાઓનુ પાણી અતી મીઠાશવાળુ અને સ્વાદિષ્ટ થઇ ગયુ છે ’

‘ હુ તે માણસોમાથી છુ જેની પાસે બેસનારાઓને કાઇ બીક નથી ઝમાનો બીકણ છે પણ તે શા માટે બીકણ છે તે દેખાતુ નથી ”

“ હુ તે લોકોમા છુ જેમને દરેક માનમા ઉચો દરજ્જો પ્રાપ્ત થયો છે અને દરેક લશકરમા જેમની સવારી છે ”

"હુ આનદનો બુલબુલ છુ તેના બગીચાઓ આનદ ઉદ્દગારોથી ભરી દઉ છુ અને ઉચા દરજ્જામા બાઝે અશાહબની પેઠે છુ "

"પ્રેમના દેશનુ સઘળુ લશકર મારા કબજા અને તાબામા છે તેને જ્યા નાખુ છુ ત્યાથી તે હાલતુ નથી "

"હુ રઝાના મયદાનમા ચરતો રહ્યો પછી એવા મકાને પહોચ્યો કે જ્યાસુધી કોઇ પહોચી શકતો નથી "

'કમાનો અતિ દેખાવડા જરીના પોશાક મિસાલ છે જાણે અમે તેના સોનેરી વેલ બુટા હોએ "

"કલાઇદુલ જવાહિર મા શેખ અબ્દુલ્લાહ અલ જબાઇના આધારે જણાય છે

**ગર્વથી દુર રહેવા વિષે.** કે એક દીવસ આપ ગર્વ અને અભીમાનથી બચવા માટે બયાન ફરમાવતા હતા વિવેચન દરમિયાન આપે મને સબોધીને ફરમાવ્યુ –"જ્યારે તમે બધી વસ્તુઓ ખુદાના તરફથી જાણો અને સમજો કે બધા સુકૃત્યો કરવાની તેજ તવફીક આપે છે અને નફસનો તેનાથી કાઇ પણ સબધ ન રાખો તો તમે ગર્વ અને અભિમાનથી બચી જશો."

ઉપલા ગ્રહસ્થે એમ પણ જણાવ્યુ છે કે –" એક સમયે હુ "હુલિયતુલ અવલિયા ઈબ્ને નાસિર' નામની કિતાબ સભળાવી રહ્યો હતો જેથી હુ ગદગદિત થઇ ગયો અને મને વિચાર આવ્યો કે દુનિયાના તમામ સબધો તોડી એકાતવાસી થઇ જાઉ એટલા માટે હુ હઝરત શેખ અબદુલ કાદિર જીલાની કદ્દ૦ની સેવામા હાઝર થયો અને પોતાનો હેતુ જાહેર કર્યો આપે જવાબમા ફરમાવ્યુ –" અત્યારે તમારે દુનિયાથી સબધ ન તોડવો જોઇએ પહેલા તમે ઈલ્મે કલામ પ્રાપ્ત કરો, મશાયખે તરીકતની સેવામા રહી તેમનાથી અદબ અને સલુક શીખો તે પછી દુનિયાથી સબધ તોડી નાખવો વ્યાજબી લેખાશે પણ જો તે પહેલા એકાતવાસી થશો તો તમારો હાલ બચ્ચા વગર પાખોના મરઘડા જેવો થશે જ્યારે તમને કોઇ દીની મુશકિલ આવશે તો કોની પાસે પુછવા જશો એકાતવાસ એવા માણસે થવુ જોઇએ કે જે દિપકની પેઠે રવશન હોય જેથી લોકો તેની પ્રકાશિત રવશનીથી લાભ મેળવી શકે એટલે હકીકત અને જ્ઞાનની વાતોથી પોતે જાણીતો હોવો જોઇએ જેથી તે પોતે લોકોને સભળાવી શકે બીજાઓનો મોહતાજ ન હોવો જોઇએ કે લગાર જરૂરત પડતા કોઈની પાસે જવુ પડે"

હઝરત પિરાનેપીર કદ્દ૦એ વખતો વખત અગાઉમા જે વચનો ફરમાવેલા છે તેમાથી કેટલાક અત્રે લખવામા આવે છે

'જે માણસે અલ્લાહના કોઈ દોસ્તને જોયો જાણે તેણે પોતે અલ્લાહને જોઈ લીધો '

"અય ફરઝંદ, પોતાના પરવરદિગારની ઇબાદતમા પુરા બળ સહિત કોશિશ કર એટલે બને ત્યા સુધી તેની તાબેદારીમા મગ્યો રહે '

જે માણસે તારી સાથેનો સબધ તોડયો હોય તેનાથી મીલાપ કરવાની કોશિશ કર જે માણસે તારા ઉપર જુલમ ગુજાર્યો હોય તેને માફ કર તારૂ ધડ બદાઓની વચ્ચે રહે અને તારૂ દિલ બદાઓના ખુદાની સાથે રહે એવી પણ કોશિશ કર

ફકીરી જાહેર કરવાથી ખુદા તઆલા તમારા પર અઝાબ કરશે એટલે ફકીરીને જાહેર ન કરો '

"દુનિયાના લોકોથી સવાલ કરવાના કારણે તમના મનમાથી દયા અને મહેરબાની દુર થઈ જાય છે '

"અય નવ જુવાનો ! તમે પોતાના ખુદાની ઓળખાણ વગર મરી જાવ તો અફસોસ છે

"બહાદુરી માત્ર એક પળની ધીરજ છે આ પળ

દુનિયા છે એટલે દુનિયામા ધીરજ ધરવાનુ નામ બહાદુરી છે”

“અય ફરઝદ! મુગો રહેવાને પોતાનો તરીકો, ગુમનામીને પોતાનો લિબાસ અને દુનિયાથી દુર રહેવાને પોતાનો અસલ હેતુ બનાવ

“ઓ દીકરા! જો તુ છાતીની પહોળાઇ (સ્વતત્રતા) અને અતકરણની ખુશી ચાહે તો દુનિયા જે કાઈ કહે તેને ન સાભળ અને તેમાથી કોઇની તરફ પણ ખ્યાલ ન કર શુ તુ નથી જાણતો કે તે પોતાના બચાવનારથી પણ રાજી નથી તો ફરી તારાથી કેવી રીતે રહી શકે છે’

‘જે માણસ પોતાના માલિક હકીકીથી સચ્ચાઇ ધારણ કરીને પરહેઝગારીનુ વર્તન કરે છે તે રાતદિવસ તેના વિના બીજાથી તદન દુર રહે છે, મારા મિત્રો! તમારામા જે વાત ન હોય તેનો દાવો ન કરો ખુદાને એક જાણો, કોઇને તેનો ભાગીયો ન બનાવો. ખુદા તઆલાના માર્ગમા જેનુ કાઈ નુકસાન થાય છે તેનો બદલો ખુદા તઆલા જરૂર આપે છે’

“યાદ રાખો, જ્યા સુધી અતરનુ મેલ દુર ન થાય ત્યા સુધી દિલનુ મેલાપણુ દુર થઇ શકતુ નથી

જ્યા સુધી નફ્સ અમ્મારાએ કેહેફના કુતરાની પેઠે રઝામન્દીના બારણા ઉપર ન બેસી જાય ત્યાસુધી સફાઇ થઈ શકતી નથી તેજ વખતે આ ખિતાબ પણ મળશે કે –"અય સતોષી અતર ! બેહદ ખુશ ખુશાલ થઇને પોતાના પરવરદિગારની તરફ ચાલ્યો આવ આ વખતે જ પવિત્ર ખુદાની દરગાહમા હાજરી પ્રાપ્ત કરી શકીશ અને રહેમતની નજરનો કબ્જો બનીશ ' તેની મહત્તા અને તેનુ જલાલ તેના ઉપર જાહેર થશે અને ઉચા તથા બુલદ સ્થળેથી સભળાશે કે –" ઓ મારા બદા અને દરેક મારા બદા તુ માગ માટે છે અને હુ તારા માટે છુ ' ટુકમા એટલુજ કે માણસ આવીજ રીતે માણસ અને દુનિયા ઉપર અલ્લાહનો ખલીફા કહેવડાવવાનો હકદાર બનશે કે તે ભલા કામો કરે, પોતે ખરાબ કામોથી બચે, બનતા સુધી બીજાઓને બુરાઇઓમા પડતા બચાવે, ત્યારે તે ખુદાના ભેદોનો જાણકાર અને ખુદાનો અમાનતદાર બનશે "

આપે ફરમાવ્યુ છે –"અલ્લાહજ ઇસ્મે આઝમ છે, પણ તેની અસર ત્યારેજ થાય છે કે જ્યારે પઢનારાના મનમા અલ્લાહ વિના કાઇ ન હોય "

આપનુ ફરમાન છે કે –"પહેલા ઈલ્મ પઢો અને તે પછી એકાતવાસી થાવ જે માણસ ઇલ્મ વગર

અલ્લાહની ઇબાદતમા મશગુલ થશે તેના સઘળા કામો સુધરવાના બદલામા વધારે બગડે છે પહેલા પોતાની સાથે અલ્લાહની શરીઅતનો દીવો લઇ લો અને ફરી અલ્લાહની ઇબાદતમા મશગુલ થઈ જાવ જે માણસ પોતાના ઇલ્મ ઉપર અમલ કરે છે ખુદા તઆલા તેના ઇલ્મને વધારે છે અને જે ઇલ્મ તેને હાસલ થતો નથી તે શીખવાડે છે ટુકમા ઇલ્મથીજ અલ્લાહની નજીકી પ્રાપ્ત થઇ શકે છે '

દુનિયાના સબધમા આપે ફરમાવ્યુ છે કે – એને મનમાથી કાઢીને હાથમા લઈ લો ફરી તે તમને ધોકા નહી આપી શકે '

તસવ્વુફના સબધમા આપે ફરમાવ્યુ છે કે – સુફી તે છે કે પોતાના હેતુની નિષફળતાને ખુદાનો હેતુ જાણે દુનિયાને મુકી દે એટલે સુધી કે તે બાદિમ બની જાય '

સબ્રના માટે આપે ફરમાવ્યુ છે કે –" મુસીબત અને સકટમા અડગ રહે અને શરીઅતને હાથથી ન મુકે બલકે આનદ તથા હસ્તે ચહેરે અલ્લાહની કિતાબ અને હઝરત રસુલુલ્લાહ સલ૦ની સુન્નત ઉપર કાયમ રહે એનુ નામ સબ્ર છે "

કસીદએ ગવસીયા નામનો અરબી કસીદો આપનો બનાવેલો છે તેથી તેમાથી

**કસીદએ ગવસીયા.** થોડાક શેરોનો તરજુમો આપવામા આવે છે જે ઉપરથી હઝરત પીરાનેપીર કદ૦ નો કેવો બુલદ દરજ્જો છે તે જણાઇ આવશે

" ઇશ્કે મને (હકીકી) વિસાલ (મેળાપ) ના જામ પાયા છે મે (ઇશ્કની) શરાબ ને કહ્યુ મારી તરફ આવ "

"તે બહુજ જલદી ( વેહદતના ) જામમા ભરેલી મારી તરફ આવી મે તેને મિત્રોની વચ્ચે મસ્ત થઇને પીધી "

" મે તમામ કુતુબોને કહ્યુ કે મારી સાથે શરીક થઇ જાવ અને મારૂ અનુકરણ કરો "

" મારા હિમ્મતના લશકરથી પીયો, સાકીએ સારી પેઠે ભરી ભરીને પીધા "

"મારા મસ્ત થવા પછી તમે મારી વધેલી શરાબ પીધી અને તમને મારી ઉચતા અને વસ્લ (ઇલાહી) નસીબ ન થયા "

' તમારૂ સ્થાન ઉચુ છે પરતુ મારૂ સ્થાન તમારાથી વધારે ઉચુ છે અને તે સદા ઉચુ રહેશે '

" મને અલ્લાહની હજુરમા ખાસ નજીકી પ્રાપ્ત થઇ છે હુ તેની કુદરતના કબજામા છુ અને બુઝુર્ગ ખુદા મારા માટે પુરતો છે "

" હુ બધા શેખોનો બાઝે અશહબ (સફેદ પાખો વાળો બાઝ ) છુ માણસોમાથી કોના ઉપર મારી પેઠે ખાસ રહેમત થઇ છે ? '

" ખુદા તઆલા એ મને મજબુત ઇરાદાનો પોશાક બક્ષયો છે જે તરેહવાર નકશોથી શણગારેલ છે અને મને કમાલનો તાજ ઇનાયત કર્યો છે "

" મને સનાતન (કદીમ) ભેદથી જાણીતો કર્યો છે ગળામા માનનો હાર નાખ્યો અને મે જે માગ્યુ તે આપ્યુ છે "

' મને ૠતુઓ ઉપર હકુમત આપી મારો હુકમ દરેક સમયમા જારી છે "

" જો હુ મારા ભેદને સમુદ્રમા નાખુ તો જગલની પેઠે કરમાઇને નાબુદ થઈ જાય "

" જો હુ મારો ભેદ પહાડો ઉપર નાખુ તો તે ચુરેચુરા અને રેત થઇ જાય "

"જો હુ મારો ભેદ શબ ઉપર નાખુ તો અલ્લાહની કુદરતથી તે જીવતુ થઇ જાય"

"જો હુ મારો ભેદ આગ ઉપર નાખુ તો તે હોલવાઇ જાય અને તેની ગરમી દુર થઇ જાય'

"કોઇ મહીનો અને સમય એવા નથી જે ગુજરવા અને પુરો થવા પહેલા મારી પાસે આવતો નહોય"

"હરેક, મને ભવિષ્યના બનાવોની ખબર અને આગાહી આપે છે તેથી મારી સાથે વિવાદ ન કર"

"મારા મુરીદ! હિમ્મત અને ખુશી જાહેર કર અને બેનિયાઝી તથા ઉદારતા ધારણ કર અને તારૂ મન ચાહે તે કર કેમકે મારૂ નામ આલી(મહાન) છે"

"ઓ મારા મુરીદ કાંઈ ખોફ ન કર કેમકે મારા ખુદા અને પરવરદિગારે મને કમાલ બક્ષયો છે અને મારી ઇચ્છાઓ પ્રાપ્ત થઇ છે"

'મારા નગારા જમીન અને આકાશ ઉપર વાગી રહ્યા છે અને સદભાગ્યના ચોપદારો મારી આગળ આગળ જઈ રહ્યા છે"

"ખુદાના શહેર મારી મિલકત અને મારા હુકમ નીચે છે મારો સમય મારા હ્રદયથી પહેલા સાફ થઈ ચુકયો હતો એટલે ઝમાનામા મને કોઇની બીક નહોતી."

"મે ખુદા તઆલાના તમામ શહેરો ઉપર નજર નાખી તે ખુદાના હુકમથી રાઈના દાણાની પેઠે એકઠા થઇ ગયા હતા '

"મે ઇલ્મ પ્રાપ્તી કરી એટલે સુધી કે કુતુબ થઇ ગયો અને મને ખુદા તઆલાની સઆદત પ્રાપ્ત થઈ '

"મારા મુરીદ ઓરડાઓમા રોઝદાર હોય છે અને રાતના અંધારામા મોતીની પેઠે ચળકે છે '

"દરેક વલીનો એક તરીકો છે અને ખરેખર મારો તરીકો અલ્લાહના નબીનો બદરે કમાલ (પુનમનો ચંદ્ર) છે"

'ઓ મારા મુરીદ તુ દુશમનની બીક ન રાખ કેમ કે હુ હિમ્મતવાન અને લડાઈના સમયે કતલ કરનારો છુ એટલે હુ મોટો દિલાવર અને દુશમનોને તાબે કરનારો છુ '

"હુ જીલાનનો રહીશ મહીયુદ્દીન છુ અને મારી મહત્તાના વાવટા બુઝુર્ગીના પહાડો ઉપર ફરકી રહ્યા છે"

"હુ હસનની અવલાદ છુ અને માઅરેફતના સ્થાનમા અનુભવી છુ અને મારો કદમ લોકોની ગરદનો ઉપર છે"

"મારૂ નામ અબદુલ કાદિર પ્રખ્યાત છે અને મારા દાદા* અયને કમાલ (સપુર્ણ) અને મોટા બુઝુર્ગ માણસ હતા"



* અરબીમા જદ છે જદના અર્થ દાદા અને મમાવા બને થઈ શકે છે દાદાથી અલી કર૦ અને મમાવાથી હઝરત સઈદના મોહમ્મદ સલ૦ મુરાદ હશે

# પ્રકરણ ૧૧ મું

## બીબીઓ અને અવલાદ.

પોતાની ઈબાદતના કાર્યમા ખામી આવે એટલા માટે હઝરત પીરાનેપીર દસ્તગીર કદ૦એ લાબા સમય સુધી નિકાહ ર્યો નહી પણ જ્યારે નિકાહનો સમય આવ્યો તો આપે ચાર બીબીઓ સાથે નિકાહ કીધા એ વાળે કોઈએ સવાલ કીધો કે – " આપે નિકાહ કેમ કર્યા ? ' જવાબમા ફરમાવ્યુ – ' બેશક હુ નિકાહ નહોતો કરતો પણ હઝરત રસુલે અકરમ સલ૦એ ફરમાન કર્યુ કે તમે નિકાહ કરો એટલે મે નિકાહ કરી લીધા આપ ફરમાવતા કે મારી ચારે બીબીઓ મારી સાથે ભારે મોહબ્બત રાખે છે "

ઈસિલામી ઈતિહાસમા આપના સાહિબઝાદા શેખ અબદુર રઝાક સાહેબના આધારે

**અવલાદ** વર્ણવામા આવ્યુ છે કે – " અમારા બુઝુર્ગ પિતાની કુલ અવલાદની સખ્યા ૪૯ હતી જેમા ૨૯ પુત્રો અને ૨૨ પુત્રીઓનો સમાવેશ થાય છે

શેખ અબદુલ્લા જબાઇએ હઝરત શેખ અબદુલ કાદિર કદ૦ના આધારે જણાવ્યુ છે કે હઝરત શેખ અબદુલ કાદિર રદી૦ ફરમાવતા કે –"જ્યારે મારા વરમા બાળકનો જન્મ થતો તો હુ નવા અવતરેલા બાળકને પોતાની ગોદમા લેતો અને આ જીવતુ નહી પણ મડદુ છે એમ કહીને તેના પ્રેમને મારા અતરમાથી કાઢી નાખતો જેથી કદાચ તે મરી જતો તો મને તેની મોતનો લગારે શોક થતો નહી" એવીજ રીતે ઉપલા ગ્રહસ્થ જણાવે છે કે –" આપની વઅઝની મજલીસના દીવસે કદાચ આપનુ કોઇ બાળક મરી જતુ તો આપના દરરોજના નિયમમા લગારે ફેર પડતો નહી બલકે રાબેતા પ્રમાણે આપ મજલીસમા પધારીને વઅઝ ફરમાવતા અને જ્યારે ગુસલ તથા કફનથી પરવારી લોકો શબને આપની પાસે લાવતા તો આપ જનાઝાની નમાઝ પઢાવતા હતા '

આપના એક દીકરા શેખ અબદુલ વહાબ સાહેબ સને ૫૨૨ હિજરીના શાબાન માસમા બગદાદ ખાતે જનમ્યા અને ત્યાજ તા ૨૫ મી શાબાન સને ૫૯૩ હિજરીમા રાતની વખતે વફાત પામ્યા અને હલબાના મકબરામા દફન થયા

મરહુમ શેખ અબદુલ વહાબે ફિકેહ અને હદીસનુ જ્ઞાન પોતાના પિતાથી પ્રાપ્ત કર્યું હતુ અબુ ગાલિબ ઇબ્ને અલ નબા વિગેરે આલીમોને પણ હદીસ સભળાવી હતી ઇલ્મ પ્રાપ્તી માટે અજમ દેશના દુર દરાજ શહેરોની મુસાફરી કરી હતી પોતાની વીસ વરસની વયમા એટલે સને ૫૪૩ હિજરીમા પોતાના પિતાની ન્યાબતમા આગી પેઠે દરસ તદરીસનુ કામ બજાવ્યુ હતુ અને ફરી પોતાના પિતાની વફાત પછી વઅઝ તથા ફતવા લખવાનુ કામ પણ કરતા હતા આપના શાગિર્દો સખ્યા બધ હતા લબાણ થવાના ભયથી તેમના નામ લખવાનુ માટી વાળવામા આવે છે આપના ભાઇઓમા આપની સરખામણીમા આવી શકે એવા એક પણ નહોતા ટુકમા એટલુ જ કે આપ ઉચા દરજાના ફકીહ, મોટા આલિમ અને મીઠી વાણી ધરાવનાર વકતા હતા.

ઝહબી અને ખલીલ વિગેરે વિદ્વાનોની રિવાયતથી જણાય છે કે – આપે અબુલ હુસયન તથા ઇબ્નુર રઅવાબી તથા અબુ ગાલિબ બિન અલ નબા વિગેરેથી હદીસ સાભળી હતી આપ મોટા દરજાના ફકીહ અને ઉચી પકતીના ઝાહિદ તથા સર્વ માન્ય હતા પીડાતા

અને જુલ્મ ઉઠાવતા લોકોની ફરીયાદો સાભળી તેમની દાદ આપવા માટે ખલીફા તરફથી મુકર્ર થએલા હતા ”

હઝરત પીરાનેપીર કદ૦ના એક સાહેબ ઝાદાનુ નામ શેખ ઇસા હતુ તેમના સબધમા અબુલ મઆલી વર્ણન કરે છે કે –‘ હઝરત શેખ અબદુલ કાદિર કર૦એ કુતુહુલ ગયબ નામની કિતાબ એમના માટેજ લખી હતી તેમણે “જવાહિરૂલ અસરાર ’ “ લતાઇ ફુલ અનવાર ” અને બીજી કિતાબો ઇલ્મે તસવ્વુફમા લખી છે આપ આપના પિતાની વફાત પછી અને ૫૮૨ મા શામ દેશ મા ચાલ્યા ગયા હતા. તથા હદીસનુ જ્ઞાન પોતાના પિતા તથા બીજા આલિમોથી પણ પ્રાપ્ત કર્યુ હતુ દમિશ્કમા પણ હદીસ સાભળી હતી, છેવટે મિસર ચાલ્યા ગયા અને ત્યાજ વસવાટ રાખ્યો મિસરમાં વઅઝ ગોઈમા મસરૂફ રહ્યા અને ભારે લોકપ્રિયતા મેળવી આપની વફાત સને ૫૭૩ હિજરીમા થઈ શે’ર શાયરીમા પણ આપને ઠીક દખલગીરી હતી

હઝરત પીરાને પીર કદ૦ના શેખ અબુબકર અબદુલ અઝીઝ નામના દીકરા હતા જેઓ સને ૫૩૨ હિજરીના શાબાન માસમા જનમ્યા હતા અને સને

૬૦૬ હિજરીના રબીઉલ અવ્વલ માસમા ઇબાલ ખાતે વફાત પામ્યા દીની તથા દુન્યવી ઈલ્મની પ્રાપ્તી પછી ઇબાલમા વસવાટ ગખ્યો હતો અને ત્યાજ દરસ તદરીસ આપતા હતા ઘણા આલિમો અને ફાઝિલોએ આપથી ફયઝ હાસલ કર્યો હતો

હઝરત પીરાને પીર કદ૦ના એક બીજા દીકરાનુ નામ અબદુલ જબ્બાર હતુ તેમણે પોતાના પિતાથી ફતવા આપવાનુ જ્ઞાન હાસલ કર્યુ હતુ અને બીજા આલિમો તથા પિતાની પાસેથી હદીસ સાભળી હતી આપ ભારે સુફી માફી માણસ હતા દુરવેશો અને ફકીરોની સ ગતમા મોટો ભાગ પસાર કરતા હતા ઉપરાત ખુશનવીસ પણ હતા સને ૫૭૫ ના ઝિલહજ માસમા ભર જુવાન વયે વફાત પામ્યા અને હલબા મહેલ્લામા દફન થયા

હઝરત પીરાને પીર કદ૦ના એક સાહિબ ઝાદાનુ નામ શેખ હાફિઝ અબદુર રઝાક હતુ જેમનો જન્મ સને ૫૨૮ ના ઝિકઅદ માસમા થયો અને શવ્વાલ સને ૬૦૩ મા વફાત પામ્યા અને બાબે હરબમા દફન કરવામા આવ્યા ફતવા લખવાનુ કામ આપના પિતાથી હાસલ કર્યુ અને હદીસ પણ તેમનાથી તથા

બીજા ઉલમાઓથી સાભળી હતી ઉપરાત આપે હદીસ સભળાવી અને લખાવી પણ હતી દરસ પણ આપતા હતા તથા વાદવિવાદનો પણ શોખ ધરાવતા હતા

હઝરત પીરાને પીર કદ૦ના એક બીજા સાહિબ ઝાદાનુ નામ શેખ ઈબ્રાહીમ હતુ જેમણે ફિકેહ તથા હદીસનુ જ્ઞાન પોતાના પિતાથી હાસલ કર્યું હતુ અને બીજા શેખોથી પણ હદીસ સાભળી હતી ઘણા લોકોએ આપથી ફયઝ હાસલ કર્યું છે અને ૬૦૦ હિજરીમાં બગદાદ ખાતે અત કાળ થયો અને ત્યાના મકબરએ હલબામા દફન થયા

પીરાનેપીર કદ૦ના એક સાહેબ ઝાદાનુ નામ શેખ અબદુલ્લા હતુ, પોતાના પિતા તથા સઈદ બિન મલનબાથી હદીસ સાભળી હતી અને ૫૦૭ કે ૫૦૮ મા જનમ્યા હતા

હઝરતના એક બીજા સાહેબ ઝાદાનુ નામ શેખ યહયા હતુ, અને ૫૫૦ હિજરીમા જનમ્યા અને અને ૬૦૦ હિજરીમા ગુજરી ગયા હલબાના મકબરામા દફનાવવામા આવ્યા કે ફિકેહ તથા હદીસનુ જ્ઞાન પોતાના પિતાથી હાસલ કર્યુ અને બીજા મશાયખોથી પણ હદીસ સાભળી હતી અને ઘણા લોકોએ આપથી

ફયઝ હાસલ કર્યો છે ન્હાનપણમાજ મિસર ચાલ્યા ગયા ત્યા એક દીકરાના બાપ બન્યા પોતાના પિતાના નામે તેમનુ નામ અબદુલ કાદિર રાખ્યુ, ફરી ઘરડી વય બાલ બચ્ચા સાથે બગદાદ પાછા આવ્યા અને બગદાદમાજ ગુજરી ગયા

હઝરત પીરાને પીર શેખ અબદુલ કાદિર કદ૦ના શેખ મુસા નામના એક સાહેબઝાદા હતા સન ૫૩૫ ના રબીઉલ અવ્વલ માસમા જનમ્યા અને સને ૬૬૧ હિજરીમા દમિશ્ક મુકામે ગુજરી ગયા આપ ૦ વા ભાઈઓમા સઉથી છેલ્લે ગુજર્યા હતા ફિકેહ તથા હદીસનુ જ્ઞાન પોતાના પિતાથી હાસલ કર્યું અને બીજા મશાયખોથી પણ હદીસ સાભળી હતી આપ દમિશ્કમા ગયા અને ઘણા વરસો સુધી ત્યાના લોકોને પોતના જ્ઞાનથી ફાયદો પહોચાડતા રહ્યા, ત પછી મિસર ગયા અને ફરી દમિશ્કમા પાછા આવી ગયા

આપ મોટા ઝાહિદ અને નામાકિત પુરૂષોમા હતા જીદગીના છેલ્લા દીવસો બીમારીમા પસાર થયા હતા, આપનો દમિશ્કમા અત કાળ થયો [illegible] નમાઝ રદ મસ્જીદે સુન્તહદીયામા ભણવામા [illegible] ને આપના શબને જબલે કસયુન લેનમા [illegible] આવ્યુ

આપને મોટી સખ્યામા અવલાદ હ૨ અવલાદ થઇ તે બધાનુ વર્ણન કરતા લબાણ વધાનો ભય છે તથી માડી વાળવામા આવે છે હના કુરરતુલ આરેફીન અબુ સાલેહ શેખ નસર બિન શેખ અબદુર રઝઝાક હઝરતે સઇયદના અબદુલ કાદિર જીલાનીનુ થોડુક વર્ણન લખવામા આવે છે આપે ફિકેહનુ ગ્નાન પોતાના પિતા તથા તે સમયના જાણીતા આલિમાથી હાસલ કર્યુ અને હદીસ સાભળી ઉપરાત પોતાના બુઝુર્ગ કાકા શેખ અબદુલ વહાબથી પણ હદીસ સાભળી હતી દરસ તદરીસ કરતા, હદીસ સભળાવતા અને લખાવતા તથા ફતવા પણ આપતા હતા હમ્બલી મઝહબ રાખતા હતા વાદ વિવાદ પણ કરતા હતા. તા ૮ મી ઝીકઅદ સને ૬૨૨ હિજરીમા ખલીફા અઝઝાહિર બિ અમરૂલ્લાહની તરફથી કાઝીઉલ કઝઝાત મુકરર થયા અન મજકુર ખલીફાની જીદગી સુધી એજ હોદા ઉપર રહ્યા આવા ઉચા પદ ઉપર પહોચવા છતા આપના આચાર વિચાર, રહણી કરણી અન નમ્રતામા લગારે ફેરફાર થયો નહોતા આપની અદાલતમા ગવાહીઓ લખી લેવામા આવતી હતી હમ્બલી મઝહબ વાળાઓમાં સઉથી પહલા

કાઝીઉલ કુઝઝાત આપ હતા જે એ લકબથી ઓળખાયા અને ૬૨૩ હિજરીમા ખલીફા અલમુસતનસર બિલ્લાહે આપને એ પદ ઉપરથી દુર કર્યા. આપ ઉચી પડતીના મુહકક, આરિફ મુહદદિસ અને ભારે મીઠી વાણી વદનાર મોભાદાર પુરૂપ હતા મઝહબની બાબતોમા આપનુ જ્ઞાન બહુજ ઉોહળુ હતુ મોટા લેખક છટાદાર વકતા અને દરેક જ્ઞાનમા પ્રવીણ હતા આપ પોતાના દાદા શેખ અબદુલ કાદિર કે૦ના મદરેસાના મુતવલ્લી પણ હતા

ખલીફા અઝઝાહિર ભારે ઇનસાફી અને હક પસદ ખલીફા હતા તખત ઉપર બિરાજમાન થતાજ જુલમો તથા રાજ વહીવટની ખરાબીઓને જડ મુળમાથી ઉખેડી નાખી અને દરેક હોદા ઉપર લાયક તથા પ્રવિણ પુરૂપોની નીમણુકો કરી જેમ તેણે પોતાના આખા રાજ્યના કાઝીના હોદા ઉપર આપને નીમ્યા હતા મજકુર ખલીફાએ આપને સત્તા આપી હતી કે શરીઅતની રૂએ જેનો હક સાબિત થઇ જાય તેને તરતજ તેનો હક આપી દેવો તેમા લગાર પણ ઢીલ કરવી નહી

કેટલા નિર્ધન અને મુફલિસ કરજદારો કરજ ન

ભગી શકવાના આરોપસર જેલમા પડયા હતા તેમના તરફથી કરજ ભરપાઇ કરવા મારૂ મજકુર ખલીફાએ આપને દસ હઝાર દીનાર મોકલ્યા હતા ઉપરાત આમ અવકાફ એટલે મદરેસા અને મસજીદો વિગેરેમા હરેક જાતનો બદોબસ્ત તથા ફેરફાર કરવાની પુરેપુરી સતા આપને આપવામા આવી હતી એટલે સુધી કે મદરસએ નિઝામીયામા નીમણુક તથા બરતરફ કરવાની સત્તા પણ આપનેજ સોપી હતી, મજકુર ખલીફાના દીકરા ખલીફા મુસતનસર બિલ્લાહે આપને એ હોદા ઉપરથી બરતરફ કર્યા તો આપે નીચલા અશઆર લખ્યા —

હુ ખુદા તઆલાનો આભાર માનુ છુ કે તેણે કાઝીની પદવીથી મુકતી મેળવવાનુ મારા ભાગ્યમા લખ્યુ હતુ ’

‘ હુ ખલીફા મુસતનસર મનસુરનો આભાર પણ માનુ છુ અને તેના માટે માઅમુલ કરતા વધારે દુઆ માગુ છુ ”

કઝાતની પદવીથી દુર થયાપછી આપે દરસ તદરીસ શરૂ કરી અને “ઇરશાદુલ મુબતદીન ’ નામની કિતાબ લખીને તૈયાર કરી.

હઝરત શેખ અબ્દુલ કાદિર જીલાની કદ૦ ની અવલાદ બગદાદ, મિસર શામ અને દુનિયાના બીજા ભાગોમા ફેલાઈ ગઈ જ્યા આપના શાગિર્દો તથા મુરીદો આપની પ્રખ્યાતી કરતા હતા ત્યા આપના વશજો પણ આપની નામના વધારવાના કારણભુત બનતા હતા એવી રીતે મુરીદો અને વશજોએ આપના મુબારક નામ તથા ઉચ્ચ કોટીના કામોનો આખી દુનિયામા પ્રચાર કરી દીધો અને આજે દુનિયાના દરેક ભાગમા આપના મુરીદોની સખ્યા કરોડો સુધી પહોચી છે જે કયામત સુધી આપના પવિત્ર નામ અને શિક્ષણને અમર રાખશે



# પ્રકરણ ૧૨મું,

## બીજા મશાયખીન

હઝરત પીરાને પીર દસ્તગીર શેખ સઈયદ અબદુલ કાદિર જીલાની કદ્દસના સમયમા બીજા એ કડો મશાયખો ઉલમા અને ફાઝિલો હતા પણ દરેક દરેકે આપની પ્રશંસા કરી છે અને આપની વિદ્વતા તથા બુઝુર્ગી આગળ પોતાનુ માથુ નમાવ્યુ છે, આ સ્થળે અમે થોડાક બુઝુર્ગોની ટુંક નોધ લઈએ છીએ

સઈયદના શેખ અબુબકર બિન હવાર અબતાયહી નામના એક બુઝુર્ગ હતા જેઓ આખા ઇરાકના મશાયખો અને ઉલમાઓમા સઉથી વધારે શરીઅતની તાબેદારી કરનારા તથા નમ્ર સ્વભાવના હતા ઇરાકના મશાયખોમાથી જેમણે સઉથી પહેલા મશીખતનો પાયો રચ્યો અને મજબુત કર્યો તેમા આપ પહેલે દરજ્જે હતા ઇરાકના મોટા મોટા મશાયખો જેમકે શેખ મોહમ્મદ અશબનકી વિગેરે આપની પવિત્ર સંગતથી ભારે લાભ મેળવી શકયા આપના શાગિર્દોની સંખ્યા અગણિત હતી મશાયખો અને ઉલમાની મોટી સંખ્યા આપની તરફ રજુ થઈ દુરદરાજથી લોકો નજરાણુ

લઈને આપની સેવામા હાજર થતા આપના પત્રો સાધારણ રીતે ભારે પ્રખ્યાત હતા, એમણે હઝરત પીરાને પીર કદ૦ની ભારે પ્રસસા કરી છે શરૂઆતમા લુટફાટ કરતા હતા પણ પાછળથી તવબા કરી મશાયખો અને અકાબરોમા ગણાવા લાગ્યા એમના અગણિત મુરીદો હતા

શેખ મોહમ્મદ અથવા કેટલાકના કહેવા પ્રમાણે શેખ અબુ મોહમ્મદ તલહતશબનકી નામના બુઝુર્ગ જલીલુ કદ્ર અને મહાન મશાયખોમાથી હતા શેખ અઝાઝ વિગેરે ઘણા ઉલમા અને ફુઝુલા આપની પવિત્ર સોહબતથી લાભ ઉઠાવતા હતા ઉપરાંત બીજા ઘણા લોકો આપના શાગિર્દ હતા અબુબકર બિન હવાર રઝી૦ની પછી મુલુકની ગાદી ઉપર આપ બિરાજમાન થયા હતા, શરૂઆતમા આપ પણ લુટ ફાટ કરતા હતા શેખ અબુબકર બિન હવારના ઝાવીયા (આશ્રમ) ની પાસે પહોચીને આપનુ હૃદય બેકાબુ થઈ ગયુ જેથી પોતાના લુટારા સાથીઓની સાથે શેખ અબુબકરની સેવામા હાજર થઈને તવબા કરી લીધી અને તેમના મુરીદ થઇ ગયા આપ પ્રખ્યાત મશાયખ અને અવલીયા અલ્લાહ હતા પોતાના

પીર શેખ અબુમકરની સેવામા ત્રણ દીવસ રોકાયા તેનુ વર્ણન કરતા ફરમાવે છે કે –' મે પહેલે દીવસે દુનિયાને તરછોડી, બીજે દીવસે આખિરતની તરફ રજુ કર્યુ અને ત્રીજે દીવસે મે ખુદા તઆલાને તલબ કર્યો અને અલ્લાહ સિવાય બીજાની તરફથી મોઢુ ફેરવી લીધુ અને મે તેને પ્રાપ્ત કરી લીધો "

તાજુલ આરેફીન શેખ અબુલ વફા મોહમ્મદ બિન મોહમ્મદ બિન ઝયદુલ હલવાની અશહીર મુકદેસ નામના એક બીજા બુઝુર્ગ પણ હતા જેમની ગણત્રી ઇરાકના નામાંકિત મશાયખોમા થતી હતી આપના ચાલીસ સેવકો સાહિબે હાલો એહવાલ હતા. કહે છે કે આપના મુરીદોમાથી ૧૭ અવલીયા હતા. શેખ મોહમ્મદ અશબનકીના હાથ ઉપર બયઅત કરી હતી શરૂઆતમા આપ પણ લુટફાટ કરતા હતા. મજકુર શેખના ફરમાનથી તાયબ થઈ ગયા અને તેમના ખાસ મુરીદોમા દાખલ થયા અને ફરી બગદાદમા તરીકત વાળાઓના હાદી અને પીર બન્યા. પોતે શેખ અબદુલ કાદિર જીલાની ક૦ એ તેમની તારીફ કરી છે જેમકે આપે ફરમાવ્યું છે કે–" મારેફત અને હકીકતમાં શેખ અબુલ વફા જેવો બીજો કોઇ કુરદી માણસ થયો નથી "

સઇયદના શેખ હમ્માદ બિન મુસલિમ બિન દુદતુદદબ્બાસ નામના બુઝુર્ગ હકીકત અને મારેફતમા બહુ મોટો દ જો ધગવતા હતા બગદાદના આગેવાન સુફીઓ તથા મશાયખો આપના સિલસિલામા હતા જેમકે હઝરત કુતબે રબ્બાની, ગવને સમદાની શેખ અબદુલ કાદિર જીલાની કદ૦ એ પણ આપથી તરીકત હાસલ કરી હતી અને લાબા સમય સુધી આપની સેવામા રહી લાભ મેળવ્યો હતો મજકુર શેખ સાહેબે ફરમાવ્યુ છે – 'સઉથી વધુ નજીક અને ઉત્તમ તરીકો અલ્લાહ તઆલાથી મોહબ્બત રાખવાનો છે પરતુ જ્યા સુધી મોહબ્બત ગબનાર હુ પદ તજીને આત્મા ન બની જાય ત્યા સુધી અલ્લાહની મોહબ્બત પ્રાપ્ત થતી નથી હુ પદ દુર થતા અલ્લાહની મોહબ્બત ભરી ડે છે" પરહેઝગારી, ઇબાદત, તરીકત અને ફકરમા બહુ બુલદ દરજ્જો ધગવતા હતા હઝરત પીરાનેપીર જેવા મહાન બુઝુર્ગ આપના માનનારાઓમા હતા એ કાઈ ઓછા માનની વાત ન હોતી

શેખ અઝાઝ બિન મસ્તુદઅલ બતાયહી ઈરાકના મશાયખ અને આગેવાનોમા ઉચો દરજ્જો ધરાવતા

હતા સુન્નતની તાબેદારી તથા મુજાહિદા અને મુશાકિબામા એકા હતા અમ બય લોકોએ આપથી તરીકતના ઈલ્મ પ્રાપ્ત કર્યો બધા ઉલમા અને મશાયખો આપનુ ભારે સનમાન કરતા હતા આપના વચના ભારે અસરકારક અને મારફત તથા હકીકતના ભેદોથી ભરપુર છે

શેખ અલ મનસુર અલ બતાયહી રહી૦ નામના ભારે રૂપાળા અને દેખાવડા તથા ભલા બુઝુર્ગ બતાયહના મશાયખીનોમાથી હતા પાછલા બુઝુર્ગોના નમુના રૂપ હતા મોહબ્બતના બબધમા આપથી પુછવામા આવ્યુ તો આપે ફરમાવ્યુ કે – મોહબ્બત વાળા હમેશા નિશામા રહે છ અને મોહબ્બતના મદીરા પીને અજાયબીમા ગરકાવ થઇ જાય છે નિશામાથી નીકળે છે તો અજાયબીમા અને અજાયબીમાથી નીકળે છે તો નિશામા સપડાય છે ’ તે પછી આપે નીચલા અશઆર પઢયા

‘ મોહબ્બત એવો નીશો છે કે જેનો ખુમાર મટી જાય છે અને એમા નબળાઈ તથા હમેશા બીમાર રહેવુ મારૂ લાગે છે ”

“ મોહબ્બત મોતની પેઠે દરેક મોહબ્બત વાલાને

મારી નાખે છે અને જે માણસ તેનો સ્વાદ ચાખે છે તેજ મરી જાય છે ”

સઈયદુલ આરેફીન અબુલ અબ્બાસ અહમદ બિન અલી બિન અહમદ રફાઈલ બતાયહી નામના બુઝુર્ગ હતા જેઓ બહુ મોહટા આલિમ અને આગેવાન મશાયખ હતા અગણિત લોકોએ આપથી ઈલ્મ હાસલ કર્યું આપ મુજાહિદો બહુ કરતા હતા તરીકત અને કામી સ્થીતી તથા કામના મકટોની ગુચ ઉકેલવામા બહુ મોટો દરજ્જો ધરાવતા હતા ઉપરાંત પરોણાઓની સેવા ચાકરી કરનારા તથા નરમ સ્વભાવના અને દુનિયાથી દુર રહેનારા હતા

શેખ અદી બિન મુસાફિર બિન ઈસ્માઈલ અલ અમવીઅશામી વલ હકારી નામના બુઝુર્ગ બહુ મોટા આલિમ અને વલી હતા. તરીકત અને હકીકતના પુરેપુરા જ્ઞાની હતા આપે ભારે સખત અને મુશકિલ મુજાહિદા કર્યા હતા તેથી આપનો તરીકો કેટલાક મશાયખોને ભારે લાગતો હતો હઝરત પીરાને પીર કદ૦ આપની ભારે ઈજ્જત અને સનમાન કરતા અને ફરમાવતા કે –“ જો રિયાઝત અને મશક્કત તથા મુજાહિદાતથી નબુવ્વતનું મળવુ સભવિત હોત તો શેખ અદી બિન મુસાફિર એને પ્રાપ્ત કરી લેત ”

કુદવતુલ આરેફીન અલી બિન અલ હયઅતી રહી૦ નામના બુઝુર્ગ ઇરાકના મોટા મશાયખ તથા તે સમયના કુતુબ અને કગમતી પુરૂષ હતા આપ લગભગ ૮૦ વગસના થયા પણ આટલી મુદતમા આપે કોઇ ખાસ એકાત વાસ બનાવ્યુ નહી બલકે બીજા ફકીરોની વચ્ચેજ સુઇ જતા હતા બીજા ફકીરોની પેઠે અલ્લાહ તઆલા એ આપને લોકપ્રિય બનાવ્યા હતા હઝરત ગીરાનેપીર કદ૦ આપની પાસે મોહબ્બત રાખતા અને ભારે સનમાન કરતા હતા આપના મુરીદો પણ ઘણા હતા આપ તમને કેળવવામા ભારે મહેનત લેતા તથા મુશકેલીઓને દુર કરતા હતા

શેખ અબુનઅમા મુસલિમા બિન નઅમતુસસરોજી નામના બુઝુર્ગ મશાયખોમાના એક હતા કરામત ધરાવનાર ઉચા દરજાના, ઉચી હીમ્મતના અને અદબતામા એકા હતા અસાધારણ રીતે પ્રખ્યાત હતા આપનો દબદબો અને બુઝુર્ગી લોકોના જીગરોમા કોતરાયલી હતી મહા વિદ્વાન સખી અને ગરીબોનુ પોષણ કરનારા હતા આપના શાગિર્દો ઘણા હતા અને મોટા મોટા ચાલીસ મશાયખો આપના મુરીદ હતા

શેખ અકીલુલ મનજી નામના બુઝુર્ગ શામના

મશાયખોમાથી હતા, મોટા મોટા ચાલીસ મશાયખોએ આપની સગતથી લાભ ઉઠાવ્યો હતો આપ મકકેથી પહલા ખિરકએ ઉમર્ગાયા લઇને શામ ગયા સાહિબે હાલ અને કરામત ધરાવનાર અને બુલદ મરતબા વાળા બુઝુર્ગ હતા

કુદવતુલ આરેફીન શેખ અલી બિન વહબર રબીઈ નામના બુઝુર્ગ ઈરાકના મશાયખોમાથી હતા અને કરામાત તથા મરતબામા ઘણા બુલદ દરજા ઉપર હતા અલ્લાહ તઆલાએ લોકોના મનમા આપનો મોટો માન મરતબો અને દબદબો ગણ્યો હતો મનજારમા મુરીદોને કેળવવાનુ કામ આપથી સબધ રાખતો હતો ઘણા મશાયખો આપની શાગિર્દી ઉપર ગર્વ ધરાવતા હતા પુર્વના અસખ્ય મશાયખોનો સબધ આપની સાથે હતો, વફાતની વખતે ઇકોતેર મુરીદો હતા અને તે બધા પુરા પ્રવિણ હતા જણાવવામા આવ્યુ છે કે બાળ વયમા કુરાને મજીદના હાફિઝ થઇને બગદાદ ચાલ્યા ગયા અને ત્યાના ઉલમાઓથી ઇલ્મ હાસલ કરતા રહયા ફુરસતના સમયે મસજીદમા ઇબાદત અને અલ્લાહની યાદ કરતા હતા, આપના સદગુણો અને પ્રશસા પાત્ર ઉચતાનો

પાર નથી, આપ એક છટાદાર અને અલંકારિક વિદ્વાન હતા કોઈ વખત માગવા જાતા નહોતા. અને લજ્જાના લીધે આસમાનના તરફ નજર પણ ઉંચકીને જોતા નહોતા નનજાર ગામમાંથી બન્દનીયા ગામમાં આવીને રહ્યા અને એંસી કરતા વધુ વયમાં વફાત પામ્યા

કુદવતુલ આરફીન સુનાબિન નાફાન અજઝુબા નામના બુઝુર્ગ પણ ભારે નામાંકિત હતા બધા ઉલમા અને મશાયખો આપનું સનમાન કરતા હતા ઘણા આલમો આપના શાગેર્દ હતા અને બીજા લોકોએ આપના રૂડા સંગતમાં ઘણો લાભ ઉઠાવ્યો છે. ઘણા ખરા છુપા ભેદો આપ જાહેર કરી દેતા હતા હઝરત પીરાન પીર કદ્દ૦ આપની ઘણી માન્યતા અને માન આપતા હતા એક વખત તેઓ હજ કરીને આવતા હતા. ત્યારે એ દીવસના માર્ગ ઉપર લોકોને આવકાર [illegible] મોકલ્યા હતા અને જ્યારે બગદાદમાં આવ્યા ત્યારે ખાસ પીરાન પીર કદ્દ૦એ પણ ભારે માન આપ્યું હતું આપ મારફી[illegible] નાનન કસબામાં [illegible] હતું અને ત્યાંજ અંતકાળ પણ થયો

કુદવતુલ આરેફીન [illegible] મસલાનુ દમીરકી [illegible]

મોટા મશાયખોમાથી હતા મઅરિફત અને હકીકતમા પુરી પ્રવિણતા ધરાવતા હતા અને ઈમામુસ્સાલેનેન હતા શામના મુરીદોની કેળવણી આપથી સબધ ધરાવતી હતી મઅરિફત અને હકીકતમા આપનો કલામ નાજુક તથા બુલદ છે દમિશ્કમા રહેતા હતા અને ત્યાજ દફન થયા

કુદવતુલ આરેફીન ઝિયાઉદ્દીન અબુન્નજીબ અબ્દુલ કાહિર બકરી અસ્સોહરવર્દી નામાંકિત ઉલમા અને આગેવાન મશાયખોમાથી હતા આપનો લકબ મુફતીઉલ ઈરાકીન હતુ ઉલમા અને મશાયખો મને આપને પોતાના પેશવા માનતા હતા લાબા સમય સુધી મદ્રસ્સ એ નિઝામીયામા શિક્ષણ અને ફતવા આપતા હતા શરીઅત તથા તરીકતમા કાયદા આપનાગ પુસ્તકો રચ્યા હતા દુર દરાજથી વિદ્યાર્થીઓ બગદાદ આવીને લાભ ઉઠાવતા હતા

આપનો વિવેક પ્રશસાના પાત્ર હતો આપે લોકોના મન હરણ કરી લીધા હતા ઘણા મશાયખોએ આપની સગતથી લાભ ઉઠાવ્યો છે અને ઘણા સુફીઓએ પોતાનો સબધ આપથી જાહેર કર્યો છે ઘણે દુરથી લોકો આપના દર્શન અર્થે આવતા હતા

આ બુઝુર્ગો ઉપરાંત ઘણા મશાયખો, આલીમો, બુઝુર્ગો અને અવલીયા હતા જેઓ હઝરત શેખ અબદુલ કાદિર પીરાને પીર કદ૦ની પ્રશંસા કરનારા, લાભ ઉઠાવનારા અને માન આપનારા હતા લંબાણના ભયથી માત્ર આટલા બુઝુર્ગોનું જ વર્ણન કરવામાં આવ્યું છે



# પ્રકરણ ૧૩ મું

## આપની વફાત.

પાછલા પ્રકરણો ઉપરથી ભાઇઓ જાણીતા થઈ ચુકયા હશે કે હઝરત પીરાનેપીર કદ૦ની મુબારક જીદગીનો મોટો ભાગ બગદાદમા પસાર થયો હતો ત્યા તેઓએ ભારે ગરીબી અને ગુમનામીમા શિક્ષણ લીધુ, ત્યાજ તરીકત તથા સુલુકના દરજા તય કર્યા, ત્યાજ મુજાહિદા, ઇબાદત અને રિયાઝત કરી, ત્યાજ દરસ તદરીસ, વઅઝ નસીહત અને ફતવા આપતા રહ્યા, ત્યાજ લોકોને મુરીદ બનાવ્યા અને રૂહાની હકીકત માઅરિફતથી જાણીતા કર્યા ત્યાજ લગ્ન કર્યુ, ત્યાજ અવલાદ થઇ, ત્યાજ અવલાદને શિક્ષણ આપ્યુ અને અપાવ્યુ તથા છેવટે ત્યાજ દરેક જાતની દીની તથા દુન્યાવી ઉચ નીચ જોઇને તા ૮ મી રબીઉસ્સાની સને ૫૬૧ ના રોજ આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો અને બીજી સાંજે બગદાદમા બાબુલ અઝજ નામના મહેલ્લામા આવેલા પોતાના મદરેસામા દફન થયા

ઇબ્ન જવઝીના નવાસા અલ્લામા શમસુદ્દીન અબુલ મુઝફ્ફર યુસુફ રહે૦એ દીની તારીખમા લખ્યુ છે કે –

"આપ સને ૫૬૧ હિજરીમા વફાત પામ્યા લોકોની અગણિત ગરદીના કારણે રાતની વખતે દફન થયા બગદાદમા કોઇ પણ એવો માણસ નહોતો જે જનાઝામા શરીક ન થયો હોય હલબા મહેલ્લાની સઘળી સડકો અને મકાનો લોકોથી ભરપુર થઇ ગયા હતા તેથી આપ દીવસે દફન થઇ શકતા નહોતા

ઇબ્ને નજ્જારનુ કહેવુ છે કે–'તા ૧૦ મી રબીઉસ્સાની અને ૫૬૧ હિજરી ને શનીવારની રાતે આપનો અંતકાળ થયો અને આપના કફન દફનથી રાતે ફારેગ થયા આપના સાહિબઝાદા હઝરત અબ્દુલ વહાબે આપના બીજા સાહિબઝાદાઓ, આપના ખાસ મિત્રો, શાગિર્દો, મશાયખો અને બીજા અસંખ્ય લોકોની સાથે જનાઝાની નમાઝ પઢી અને આપનાજ મદ્રેસાની છત નીચે દફન કર્યા સવાર સુધી મદ્રેસાનો દરવાજો બંદ રાખ્યો જ્યારે સવારે બારણુ ઉઘડ્યુ તો લોકોના ટોળે ટોળા આપની કબર ઉપર જનાઝાની નમાઝ પઢવા આવતા હતા

હાફિઝ ઝયનુદ્દીને પોતાની કિતાબ તબકાતમા લખ્યુ છે કે–' જે રાતે આપ દફન થયા તેની સવારે નસર અલમયસરી એ આપનો મરસીયો

લખ્યો જેનો પહેલો શે'ર આ પ્રમાણે છે –

"સવારનો આ નવો બનાવ ભારે અસહ્ય છે, એનાથી સવારનો નિયમીત પ્રકાશ તદ્દન રહ્યો નથી"

જણાવવામા આવે છે કે "હઝરત શેખ અબદુલ વહાબે અંત કાળના સમયે હઝરત પીરાનેપીર ક૦દ૦ની વસીયત તલબ કરી તો આપે ફરમાવ્યુ –

"તકવા માત્ર ખુદા માટે છે, અને તેની ઇબાદત કરવી

"કોઇથી બીક ન રાખ અને ન તો કોઇથી આશા રાખ'

"તમામ જરૂરતો અલ્લાહને સોપ અને તેની પાસેજ તેની માગણી કર"

"ખુદા તઆલા વિના કોઈ પર ભરૂસો ન રાખ અને તેના વિના કોઇ પર ઇતબાર ન રાખ, તવહીદ ઉપર બધા મળતા છે

તે પછી પોતાની આસપાસ બેઠેલી પોતાની અવલાદને ફરમાવ્યુ —

"અહી મારી પાસે તમારા સિવાય એક બીજું ટોળુ આવ્યુ છે, ખસો અને તેને જગ્યા આપો અને તેમનો અદબ બજાવી લાવો, આ સ્થળે મહાન રહેમત

નાઝિલ થઈ રહી છે અને જગ્યાની તગી છે ” તે પછી ફરમાવ્યુ “ અલયક મસ્સલામ રહેમતુલ્લાહે વ ગફરલ્લાહો લી વલકુમ વ તાબા અલઇયા વ અલયકુમ એટલે તમારા પર સલામ રહેમત અને બરકત થાય ખુદા મને અને તમને બખશે અને મારી તથા તમારી તવબા કુબુલ કરે ”

કહે છે કે એક રાત ટીવન આ વચનો ફરમાવતા કે -‘ મને કોઇ વસ્તુની પરવા નથી અને હુ મલેકલ મવતથી પણ ડરતો નથી ’

શેખ અબદુલ રઝાક અને શેખ અબુનનર મુનાથી જણાવવામા આવ્યુ છે કે અત કાળના સમયે આપે ફરમાવ્યુ –“ ઇસતઅનતો બિલ્લાહે હિલ હઈઇલ લઝી લા યમુતો વલા યખશા સુબ્હાના મન તઅઝઝા બિલ કુદરતે વલ કહરિલ ઇબાદિલ મવતે, લાઈલાહા ઇલલ્લાહો મોહમ્મદુર રસુલુલ્લાહ

શાહ અબુલ મઆની રહે૦ એ મિફતાહુલ ઇખલાસની સનદ ઉપર લખ્યુ છે કે –‘ શેખ અબદુલ કાદિર જીલાની કદ૦ રબીઉસ્સાની મહીનાની સતરમી તારીખે વફાત પામ્યા હતા ” અને વળી જણાવ્યુ છે કે –“ કેટલાક રિસાલામા રબીઉસ્સાની મહીનાની

તેરમી તારીખ પણ લખેલી છે" ફરી જણાવે છે કે—" બગદાદથી જે ઉલમા આવ્યા છે તેઓ વર્ણન કરે છે કે—" હઝરતનો ઉરસ મજકુર માસની સતરમી તારીખે થાય છે એ કારણે આ તારીખ ખરી છે હુકમા એટલુજ કે આપની વફાત રબીઉસ્સાની સને ૫૬૧ હિજરીમા થઇ છે ચોકસ તારીખમા મતભેદ છે સતરમી તારીખે ઉરસનુ થવુ વફાતની તારીખ એજ હોવી જોઇએ એમ માની શકાય નહીં

**વફાતની તારીખ.**

ગવસે આઝમ કરીમ મહઇયુદદીન
હમા લુત્ફો કરામતે દીદમ
પાસદો શસ્તો યક ઝે હિજરત બુદ
કઝ વફાતશ અલામતે દીદમ
સાલે તારીખ ફવતે આ હઝરત
અય મઆલી કયામતે દીદમ



## મી કુરેશીના લખેલા તથા અનુવાદ કરેલા પુસ્તકોનું ટુંક લીસ્ટ.

### ગુજરાતી અક્ષર અને ગુજરાતી ભાષા.

| | |
|---|---|
| | . આ પા |
| જંગે બદર (સચિત્ર) વાર્તા | —૮—૦ |
| જંગે ઓહદ—વાર્તા | ૦— —૦ |
| નઝમુદ ગાઝી—વાર્તા | ૧—૮—૦ |
| દુશ્મને કમાલ—સાચર વાર્તા | —૧ —૦ |
| જુવાની દીવાની—વાર્તા | ૦—૮—૦ |
| નમીરૂદ્દીન—વાર્તા | ૦-૧૦-૦ |
| જહાંદાર—વાર્તા | ૦— —૦ |
| સલીમ અને મહેરૂન્નીસા—વાર્તા | ૦-૧૦-૦ |
| અણધારી આફત—વાર્તા | ૦-૧૦-૦ |
| ર્હન્ની એક અનમોલ ભેટ—વાર્તા | ૦—૨—૦ |
| અખતર મેહેલ—વાર્તા | ૦—૨—૦ |
| ઢાકાના રોઝા—વાર્તા | ૦—૧—૦ |
| આબેદા ભાગ ૧—વાર્તા | ૦-૧૨-૦ |
| અલ—ઇસ્લામ | ૧-૧૨-૦ |
| અમારા નબી અને તેમના બોધવચન | ૦—૮—૦ |
| કૃષ્ણ કથા સચિત્ર | ૧—૮—૦ |
| દુખી ફિરોઝ | ૦-૧૦-૦ |
| ગવહરજાન અથવા અલબેલી નાર | ૧—૮—૦ |
| ગાઝી અનવર શહીદ સચિત્ર | ૦—૪—૦ |
| ફવઝી પાશા સચિત્ર | ૦—૨—૦ |

| | |
|---|---|
| રાફત પાશા સચિત્ર | ૦—૨—૦ |
| નુરૂદ્દીન પાશા સચિત્ર | ૦—૩—૦ |
| હઝરત પીરાનેપીરનુ જીવન ચરિત્ર | ૧—૦—૦ |
| હઝરત મોહમ્મદ સ૦નુ ટુંક જીવન વૃતાંત | ૧—૮—૦ |
| અમારા નબી | ૦—૨—૦ |
| તઝકીરએ મોહર્રમ | ૦—૨—૦ |
| હાલાતે ઇમ્તમબોલ | ૦—૪—૦ |
| મઝહબી નોંધપોથી | ૦—૧—૦ |
| તોહફએ દરુદ દોહા | ૦—૧—૦ |

## ઉર્દુ ઝબાન અને ગુજરાતી હરફોમાં

| | |
|---|---|
| કુતુબુલ ઇસ્લામ-ભાગ પહેલાથી ૬ના સુધી દરેક ભાગની | ૧—૪—૦ |
| બહારે રમઝાન | ૦—૨—૦ |
| જોશે જવાની | ૦—૪—૦ |
| દલારા ફલોરન્ડા-ભાગ ૧-૨ | ૫—૪—૦ |
| મનસુર મોહના | ૨—૦—૦ |
| તુર્ક હવાબાઝ | ૦-૧૨-૦ |
| હીદી જાસુસ | ૦—૮—૦ |
| અરકાને ઇસ્લામ | ૦—૬—૦ |

ઉપરાંત બીજા નવીન પુસ્તકો છપાય છે અને જે પુસ્તકો ખલાસ થઇ ગયા છે તે અહીં લખ્યા નથી મોટુ લીસ્ટ મગાવો

મગાવો —**અમીર હસન નિઝામી**

પાચપટી, **અમદાવાદ.**

